# ધાતુપુષ્ટિ.

અથવા

# શુક્રસંજીવની.

**जीवो वसति सर्वस्मिन् देहे तत्र विशेषतः**
**वीर्ये रक्ते मले यस्मिन् क्षीणे याति क्षयं क्षणात्**

જીવ આખા શરીરમાં રહે છે; તોપણ ઘણું કરીને વીર્ય ધાતુમાં, લોહીમાં અને મળમાં રહે છે (એમ માનવુંજ પડે છે) તેથી વીર્ય, લોહી અને મળનો ક્ષય થવાથી એક પળમાં શરીરનો નાશ થાય છે. માટેજ કહેવાની જરૂર છે કે જેમ બને તેમ એઓમાં બિગાડ ન થાય તે સંબંધી ઘણીજ કાળજી રાખવાની જરૂર છે. કેમકે વીર્ય, લોહી અને મળની સુધારણામાંજ જીવનદોરીની સલામતી સમાયલી છે.

શરીરની અંદર સાત જાતના ધાતુઓ છે, એટલે કે લોહી, રસ, માંસ, ચરબી, હાડ, મેદ અને વીર્ય એ સાત ધાતુઓ છે અને એ સાતેની વ્યાજબી સલામતીથીજ જીવન સલામતી ભોગવે છે.

---

આ પુસ્તક રોગી અને નિરોગીને સાચી સલાહ આપી, દુઃખ કાપી, આનંદ સ્થાપી એક સાચા મિત્રની ગરજ સારે છે; માટે પૂરેપૂરા ધ્યાન સાથે વાંચવું !

પરતુ સાધારણ લોકો એ સાત ધાતુઓમાંથી ફક્ત વીર્યનેજ ધાતુ ગણે છે. પણ ખરૂં જોતાં તે બધા ધાતુઓ સારી હાલતમાં હોવા જોઇએ. એમાંથી એકનો બિગાડો થાય છે કે તુરત બીજો બગડે છે અને એમ થતાં થતાં સાતે બગડી જતાં જીવનદોરી નાશ પામે છે.

ધાતુઓ જોઇયે તેવી સારી હાલતમાં હોય છે તો તેથી શરીર તન્દુરસ્ત, તેજદાર, તાકતદાર, અકલમંદ, હૃષ્ટપુષ્ટ, લાંબા આઉખા-વાળું અને ફુરતીદાર રહે છે. ધારેલી ધારણા પાર પાડી શકે છે, દરેક કામમાં ઉમંગી જણાય છે અને સઘળી રીતે મોજમજાહ સાથ સંસારનો ફેરો સફળ કરી શકે છે. માટેજ ફરી ફરીને યાદીમાં લાવવું પડે છે કે-જો તન્દુરસ્તી, તાકત અને તોફા તમીજ (ઉમદા મિજાજ) સાથે લાંબું જીવન ભોગવી સંસારનો લ્હાવ લેવો હોય તો ધાતુઓનું રક્ષણ કરવું એજ સાચા સુખની કુંચી છે.

**ધાતુઓ સારી હાલતમાં શાથી રહી શકે છે?** દિવસમાં અને રાતમાં કરવાનાં કામો વૈદ્યકના કાયદાને અનુસરીનેજ કરવાં. ઋતુઓના નિયમ મુજબ ખાવું પીવું વગેરે કર્યા કરવું. તબિયતને નુકશાન કરે તેવું કોઇ પણ કામ કે ખાનપાન ઉપયોગમાં ન લેવું. બહુ શોખીન ન થવું. વિષયવાસનાનો ચાળો જેમ બને તેમ હદમાં રાખવો. દારૂ, તાડી, ગાંજો, ભાંગ, તંબાકુ, ચડસ, ચંડૂલ, અફીણ વગેરે કેફી ચીજોના વ્યસનથી દૂર રહેવું, ચ્હા કાફી કોકો વગેરે કમ પીવાં. ઉજા-ગરા તાડ તાપ શરદી વગેરેથી બનતાં લગી બચવું, નાટક ચેટક

---

સઘળી જાતની કડવી ફરિયાદો ઉભી કરનાર ધાતુ-બિગાડજ છે. ... દર્દોનાં માતા પિતા ધાતુ-બિગાડજ છે. અને મનુષ્યપણામાંથા ... ધાતુ-બિગાડજ છે!

નાચ જોવાનો ચોહ કમતી રાખવો. ખરાબ લાગણીઓ ઉશ્કેરાય તેવી વાતો સાંભળવા વાંચવાથી કે તેવા ચિતારો જોવાથી સો ગાઉ છેટે ભાગવું. દંપતિયે હમેશાં એકજ પથારીમાં શયન કરવાની આદત ન રાખવી. અદેખાઇ, ગુસ્સો, અહંકાર, ચિંતા, ખેદ, શ્રમ, લોભ, લંપટતા વગેરેમાં ઘણાજ પછાત રહેવું. ઘણા ઉપવાસ, લાંઘણ, તપસ્યા, હાયવોય, અસંતોષ આદિના ઉપાસક ન થવું. સ્ત્રીઓના મંડળનો વિનાકારણે વિશેષ પરિચય ન રાખવો. હમેશાં દરેક કામ અને વિચાર હદમાં રાખી સારાં કામોમાં લીન રહી આનંદ સંતોષ અને શાંતિ સાથ આવરદાને અમૂલ્ય કરી દુનિયામાં આવવું લેખે ગણાવવું. તો બેશક બધા ધાતુઓ સારી હાલતમાંજ રહેવાથી પોતે સદા સારી હાલતમાં જ રહી શકે છે?

સઘળા ધાતુઓને મજબૂત અને સલામતી સાથે સાચવી રાખવાજ જરૂરના છે અને તેમાં પણ વીર્યને તો વિશેષે કરીને સાચવી રાખવાની જરૂર છે. વીર્ય મજબૂત રહેવાથીજ સર્વ અંગ ઉપાંગ કદાવર જોરાવર અને ટકાવદાર રહે છે. કહ્યું છે કેઃ—

**शुक्रंतस्माद्विशेषेण रक्षान्नारोग्यमिच्छति ॥**
**धमार्थकाममोक्षाणं मारोग्यंमूलकारणम् ॥१॥**
**चित्तायत्तंनृणाशुक्रं शुक्रायत्तं च जीवितम् ॥**
**तस्माच्छुक्रंमनश्चैव रक्षणीयं प्रयत्ननतः**

જો આરોગ્યતાની ઇચ્છા હોય તો વીર્યનુંજ રક્ષણ કરવું; કેમકે

---

જીવનબળ આપનાર જે શ્રેષ્ઠ ઓષડો છે, તેવાં શ્રેષ્ઠ ઓષડોમાં શુક્રસંજીવની ગોળી ઉંચો દરજ્જો ભોગવનારી છે.

ધર્મ અર્થ કામ અને મોક્ષ એઓની પ્રાપ્તિનું મૂળ કારણ આરોગ્યતા જ છે માટે આયુષ્યવૃદ્ધિની ચાહના વાળાઓએ મનથી અને પ્રયત્નથી વીર્ય ધાતુનું રક્ષણ કરવું યોગ્ય છે.

શરીરની અંદર સહુથી વધારે કીમતી ચીજ વીર્ય છે; કેમકે સો લોહીનાં ટીપાંની અંદરથી જુદાં જુદાં પરિણામો થવા પામતાં અંતે એક ટીપું વીર્ય બને છે અને એનાથી અમૂલ્ય પુત્રરત્ન પ્રાપ્ત થાય છે. એવા મહા મોંઘામૂલ વીર્યને જેમ બને તેમ કાળજી સાથે વધારી જાળવી રાખવાનીજ જરૂર છે.

વીર્યની આબાદીથીજ પુરૂષાતનપણું કાયમ રહે છે. મનુષ્ય માત્રમાં પુરૂષાતન-શક્તિ એજ સાચું જીવન છે! પુરૂષાતન એજ યુવાનીછે, પુરૂષાતન એજ રૂપરંગની રોશની છે! પુરૂષાતન એજ ચતુરવર્ગ સાધક સાચો મંત્ર છે! પુરૂષાતન એજ સંસારસુખને સાકર સરખો મીઠો બનાવનાર સર્વોત્તમ પદાર્થ છે! અને પુરૂષાતન એજ જીંદગીની સફળતા છે!

પુરૂષાતન વિના મનુષ્યજીવન નકામું છે! પુરૂષાતન વગર જીવતર ધૂળધાણી છે! પુરૂષાતન વગર જ્યાં ત્યાં નિરાશાજ હાજરી આપે છે! અને પુરૂષાતન વિના માનવભવ હારી જવાય છે! માટેજ જેમ બને તેમ ઔષધોના સેવનથી, ચારૂચર્યાથી, કસરતથી, યોગ્ય બ્રહ્મચર્યથી અને ઉત્તમ મનપસંદ આહારવિહારથી પુરૂષાતન કાયમ રાખવું કે વધારવું એજ ઉમદામાં ઉમદા ડહાપણ છે!

---

જ્યાં લગી શરીરની અંદર પુરૂષાતન છે ત્યાં લગી ધોળાં પળિયાં આવ્યા છતાં પણ તે જવાંમર્દ મનાય છે. જ્યાં લગી પુરૂષાતનથી ભરપૂર છે ત્યાં લગી જ્યાં ત્યાં આદર મળે છે. જ્યાં લગી પુરૂષાતન છે ત્યાં લગી સંસાર–વ્યવહારનાં કે ધર્મસંબંધી કામો કરી આત્મ-કલ્યાણ કરવાથી જીવનનો લ્હાવ લેઇ શકાય છે.

પુરૂષાતન ઘટ્યું કે જુવાન છતાં પણ ઘરઢો અને ટપાલના ઉતરેલા ઘોડા જેવો થઇ પડે છે. પુરૂષાતન ઘટ્યું કે સ્ત્રીઓનાં મ્હેણાં ટોંણાંનો કડવો સ્વાદ પુરૂષો અનુભવવો પડે છે. પુરૂષાતન ઘટ્યું કે દુશ્મનો મોરચા માંડે છે. પુરૂષાતન ઘટ્યું કે જ્યાં ત્યાં તિરસ્કાર પામે છે. પુરૂષાતન ઘટ્યું કે સોંઘા ને સફરા બની જવાય છે પુરૂષાતન ઘટ્યું એજ ઘડપણ છે અને પુરૂષાતનનો નાશ થવો એજ મોતની મુલાકાત થઇ કહેવાય છે. માટેજ સહુથી પેહેલાં મનુષ્યની એજ ફરજ છે કે હરકોઇ પ્રકારથી તન્દુરસ્તી સાથ પુરૂ-ષાતનના જીવરૂપ વીર્યને વધારવાના અને તે કાયમ રહેવાના ઉપાયો અમલમાં લેવા એજ ઉત્તમ રસ્તો છે. કહ્યું છે કેઃ—

( દોહા. )

પુરૂષાતન વિણુ પુરૂષનું, નક્કી ઘટેજ નૂર;
જો પુરૂષારથ હોય તો, થાય મુલ્ક મશહૂર. ૧

જોર રહે જોબન રહે, જર પણ રહે જરૂર;
જોર ગયે સઘળું જશે, હરકત થશે હજૂર. ૨

---

શરીર સાચવિયે સદા, શરીર સુખનું મૂળ;
સાજું રહે શરીર તો, યોગ સર્વ અનુકૂળ. ૩

એ માટે કહેવાની જરૂર છે કેઃ—

(રાહ લાવણીનો.)

વીર્ય વધારો શુક્ર સુધારો વીર્યવંત રહેવાને વીર,
વીર્યતણી આબાદિ થાતાં થશે આબાદ સુરંગી શરીર;
ધાતુ વિના તનખાતું બગડી ભાતું કાળતણુંજ થશે,
યારી તજી તૈયારો કરીને પ્યારી દુનિયાં છોડી જશે;
માટે કહ્યું માનીને મિત્રો મૂલવી સ્વર્ગતણો મેવો,
શુક્રસજીવન રહેવા માટે શુક્રસંજીવની નિત સેવો ! ૧

શુક્રસંજીવની ઔષધિ ખાતાં વીર્ય પરાક્રમ વધે જરૂર,
યાદી વધે ઉત્સાહ વધે વળિ વીરધીરતા વધે સનૂર;
વધે બુદ્ધિ બળ હિંમ્મત કિમ્મત હર્ષ અને ઉત્કર્ષ વિશેષ,
વધે પુત્ર પરિવાર પ્રતિષ્ઠા મનબળ ધનબળ વધે અશેષ;
અનેક સુખ આપે એ અહનિશ એમાં ચમત્કાર એવો !
શુક્રસજીવન રહેવા માટે શુક્રસંજીવની નિત સેવો ! ૨

રોગ મટાડે શોક નસાડે બીતી ભગાડે મૂળ સમેત,
શત્રુ નમાડે ફિકર ગમાડે પાર પાડે સહુ કાર્યસંકેત;

---

દરેક જાતની ધાતુને લગતી બીમારી શુક્રસંજીવની ગોળીના સેવનની અગાડી ટકવા પામતીજ નથી. એવાં ખાત્રીપત્રો ઉપરા ચાપરી આવ્યાજ કરે છે.

બન્ને દુનિયામાં વિજયી થઇ નામાંકિત નર નિવડે બેશ,
લગની સાથ જો સદા સેવે તો કદી કલેશ નવ પામે લેશ;
નવજીવન બક્ષ્યાનો જેમાં ગુણ જાહેર જીવન જેવો,
શુક્રસજીવન રહેવા માટે શુક્રસંજીવની નિત સેવો. ૩

વ્હાલા વાંચનાર સાહેબો !

## "नावीर्य्यं कुरुते किंचित् सर्वा वीर्य्यकृताहिसा"

જેના શરીરમાં વીર્ય નથી તો તે કંઇ પણ કામ (કૃતેહ) કરી શકતો નથી, એ માટેજ વીર્યનું કરેલુંજ તમામ કામ અથવા ક્રિયા છે એમ માનવુંજ પડે છે.

વીર્યની છતના પ્રતાપથી શ્રીરામ, અર્જુન, કર્ણ, પૃથિરાજ, કુંભોરાણો, પ્રતાપ, રાજસિંહ, દુર્ગાદાસ, રૂસ્તમ, મૌજદીન, અબુલફજલ, શાહ અકબર અને એવા અનેક વીર્યવાન્ પ્રતાપી નર આ દુનિયાં છોડી પેલી દુનિયામાં બિરાજે છે; તોપણ તે જાણે લોકોના હૃદય અંદર અમરપણુંજ ભોગવી રહેલ છે.

### એવું વીર્યવંત શ્યાથી થવાય ?

સોળ વર્ષથી માંડી ૨૦ અગર ૨૫ લગી વીર્ય પરિપકવ (પાકું થાય છે. જો ત્યાં સુધી તેને સારા વિચારથી જાળવી રાખવામાં આવે તો પછી તેની અછત થવા પામતીજ નથી. તે માણુંસ કમ-

---

દઢ પ્રતિજ્ઞા લઇ કહિયે છિયે કે પૂરેપૂરા નિયમ સાથ શુક્રસંજીવની યોગ્ય પ્રમાણમાં સેવન કરવાથી અવશ્ય ધારેલી ધારણા પાર પડે છે.

ફૂવતદાર કે ઘરડો થતોજ નથી; પણ હમેશાં જુવાન જેવોજ જોર-દાર બન્યો રહે છે એટલુંજ નહિ પણ તે ઘણું લાંબું આઉખું ભોગવી શાંતિપૂર્વક પેલી દુનિયાં તરફ કૂચ મુકામ કરે છે.

જે માણસો ન્હાનપણમાંજ કાચી ઉમરે વિષયની મજા માણવા માંડે છે તે માણસો, તેમજ જે નઠારી ટેવોથી, સૃષ્ટિવિરૂદ્ધ વર્તનથી અને હદથી વધારે વિષય સેવવાથી આનંદ માને છે તે માણસો એક દુનિયાની મજા ધૂળધાણી કરી ટુંકી જિંદગીમાંજ ગોંધ્યા જાનને મરણના મોંમાં ફસાવી દે છે.

ફૂલની કાચી કળી કે કાચું ફળ ચુંટી લેવાથી તે ફૂલની કળી કે ફળ પૂરી અવસ્થાને પહોંચી શકતાંજ નથી. એ જ રીતે કાચું વીર્ય વાપરવું શરૂ કરવાથી તે પાકું થવા પામતું જ નથી તેથી તેનાથી મળતા લાભ મેળવવા બેનશીબ જ રહે છે. કેમકેઃ—

જે માણસ ન્હાની ઉમરમાં સંસાર સુખનો ભોગી થાયછે, અથવા દુનિયાના વ્યવહારથી ઉલટી રીતે વીર્યનો વ્યયકરે છે અથવા તો હાથરસ વગેરે કુટેવોથી વીર્યનું અને જીંદગીનું સત્યાનાશ વાળે છે તે માણસ નીચે પ્રમાણે ફાયદા હાંસિલ કરે છે અને કરાવે છેઃ-

ઉપર પ્રમાણે જે ખિસલતનો શોખી બને છે તે માણસને વૈદ્ય હકીમ ડાકટરોની સાથે ઘણીજ દોસ્તી થાય છે; કેમકે દવા વિના એક દાહાડો પણ ખાલી જવા પામતો નથી. એક નહીં તો એક પણ કોઇને કોઇ રોગ હાજરી આપતો જ રહેછે તો પછી દોસ્તી કેમ ન થાય ?

---

હદ ઉપરાંતના વિષયવાસનાના શોખથી થયેલી તમામ જાતની ખરાબીઓ મટાડી શરીર સાજુંતાજું રાખી જીવન બક્ષનાર શુક્રસંજીવની અજબ કરામત ભરી દવા છે.

તેવા માણુસના ઘર તરફ ચોર કદી નજર કરતો જ નથી; કેમકે ધાતુ બિગાડથી ખાંસી કફ ક્ષય એંગર મંદવાડનું જોર ચાલુજ રહેલ હોવાથી રાતે ઉંઘ આવવા પામતી નથી અને ખુખુ કે હાય વૉય કર્યા જ કરે છે તેના લીધે ચોરનું જોર જાગતા અગાડી ચાલે નહી તેથી તે તરફ નજરજ કરતો નથી.

તેવા માણુસને રળવા માટે પરદેશ વેઠવો પડતો જ નથી; કેમકે સાજા તાજા રહે કે પાકી ઉમરના થાય ત્યારે પરદેશ જવા લાયક થાય છે; પરંતુ તે તો તેવી ઉમર થતાં પહેલાં સ્મશાનમાં પહોચવા કેડ બાંધી રહેલ હોય છે એટલે પછી ભાઈ ઘરમાં, ખાટલામાં કે દવાખાનામાં પડયે પડયે કરેલી ભૂલની સજા મજાથી ભોગવે છે.

તેવા માણુસો પોતાની ઓલાદને ન ખૂટે તેવો–પેઢી દરપેઢી લગી જેવોને તેવો તર રહે તેટલો પોતાની જાત કમાણીનો વારસો સદાને માટે આપતા જ જાય છે. એટલે કે–ચાંદી. બદ, વિસ્ફોટક, સંધિવા, અંધાપો, દીવાનાપણું, ક્ષય, ટુંકું કદ, ટુંકી નજર, ટુંકી બુદ્ધિ, ટુંકી આવરદા, અને હમેશની નિર્બળતા નિસ્તેજતા પેઢી દરપેઢીને મળ્યા કરે તેવા વારસાઉતાર રોગોને જન્મ આપી જાય છે. એથી વર્ષોનાં વર્ષો વહી ગયા છતાં પણ તેમની ઓલાદના રોગનિદાન વખતે વૈદ્ય ડાકટરો તે નામાંકિત નરના કાર્યની યાદી અણાવી વારસે આપેલા વારસાનાં વખાણ કરે છે.

તેવા માણુસો એકલપેટા હોતા નથી, પણ ઘણા જનોને પો–

---

મહાન્ યાદશક્તિ મેળવવા, શરીર હૃષ્ટપુષ્ટ થવા મન અને તનને મોજમાં રાખવા માટે શુક્રસંજીવની ગુટિકા એક ઇશ્વરીબક્ષીસ સમાન આનંદ દેનારી છે.

નાની રજેલી પ્રસાદી આપી પોતાના જેવા બનાવી પરલોકનો પંથ પકડે છે. એટલે કે પોતાનું તો બધું બગડયું તે તો ઠીક; પણ તેઓ પરણી કે વિષયસુખનો આનંદ મેળવી એવું અખૂટ વિષ આલઓલાદની પેદાશમાં મૂકતા જાય છે જેથી પોતાની સંતતીનું અને ખરૂં કહિયે તો આખી હિંદભૂમીનું બૂરૂં કરી દે છે.

તેવા માણુસો વ્યાપાર રોજગારને ખિલવવા વધારે કંટાળો વેઠતાજ નથી; કેમકે પોતે દુર્બળ, નિસ્તેજ, હાડપિંજર જેવા દેખાવના, અપોચિયા, આળસુ, રોગીષ્ટ, મુવે આંકડે જીવનારા અને ખીલતી જુવાનીવાળા છતાં બુઢ્ઢા અને બીહામણા જેવા થઈ રહેલ હોય છે એટલે પછી **असमर्थो भवेत् साधु**–સામર્થ્ય ન હોય એટલે સાધુ જેવા થઇ બેસી રહેવું એ જ વધારે સારૂં માને છે.

તેવા માણુસો દોસ્તીના હકને પાળનાર હોય છે; કેમકે બદખિસલત કે વિષયરંજ સાથે પોતાની લાગેલી લગની માટે પ્રાણ જાય તો જહાનમમાં, પણ પોતાની ટેકને ખામી લાગવા દેતા નથી. મરવું એ બહેતર છે; પરંતુ ખરાબ ટેવો અને વિષયવિલાસનો શોખ છેક લગી છોડતા નથી.

તેવા માણુસો ઘણાંઓને મદદ આપનાર ગણાય છે; કેમકે ઘણા ખરા રોગોને આશરો આપે છે, ગાંધી, વૈદકના ધંધાવાળાને, કંદોઇ, કાપડિયા, સરૈયા, તંબોળી, માળી, કલાલ, દલાલ, ગવૈયા, નાટકીઆ, વગેરે વગેરેને રળાવે છે અને ખાંપણ વેચનાર તથા કઠિયારાને પણ વધારે પેદા કરાવે છે.

---

વાંચનાર ! વીર્યની ખરાબીથી કેટલી બધી બેસતમ ખાનાખરાબી થાય છે તેનો અત્રે તો ફક્ત ઈસારોજ કરવામાં આવ્યો છે. બાકી વિશેષ તો હવે પછી આગળ લખવામાં આવશે તે વાંચી વિચારી જેઓ મનન કરશે તેઓજ પોતાનું અને દુનિયાનું ભલું કરનાર નિવડશે- તેજ માટે પુનઃ પુનઃ કહિયે છિયેકે-

જે વીર્યને જાળવી રાખશે તે જ દુનિયાનો તારનાર થશે, જે વીર્યને જાળવશે તેજ સર્વ રોગથી અલગ અને સઘળાં સુખોથી આનંદવંત રહેશે, જે વીર્યને જાળવશે તેજ લાંબી નિરોગી જીંદગી ભોગવશે, જે વીર્યને જાળવશે તેજ બુદ્ધિશાળી હુન્નરવાન પંડિત અને હિંદનું કોહીનૂર ગણાશે, અને જે વીર્યને જાળવશે તેણે બધું જા- ણ્યું છે તથા તેણે જ સર્વનું ભલું કર્યું છે એમ જ મનાશે.

પરંતુ અત્યારે વીર્યની કીમત કે કદર કોણ કરે છે? અત્યારે તો તે સસ્તામાં સસ્તું, નજીવામાં નજીવું, વાત વાતમાં તેને વાપરી નાખ- વાનું અને હરહમેશાં તેની ખરાબીનાં નાકાં ખુલ્લાં મૂકવામાં જ હાલના જુવાનીયા તૈયાર રહેલ છે.

જે જે ખરો સુધારો ગણાય છે તે તેને તે હાલના જુવાનિયા સુધારો નહીં પણ કુધારો માને છે, અને જે ખરો કુધારો છે તેને તેઓ પોતાનો સુધારો માને છે અને તેઓ કહે છે કેઃ—

(ગઝલ-કવ્વાલી.)

જમાનો વહી ગયો જૂનો, અરે! ફેશન વિના શૂનો;
હવે ફેશનનો વારો છે, અમારો એ સુધારો છે! ૧

---

જ્ઞાનતંતુઓની નબળાઇ દૂર કરવા શુક્રસંજીવની ગોળી એ ચો- કસમાં ચોકસ અને સુધરેલી શોધનો સરસમાં સરસ ઇલાજ છે!

ગમે ના પાઘડી જરિયે, શિરે ટોપી ધરી ફરિયે;
જૂનો ધારો અકારો છે, અમારો એ સુધારો છે! ૨
વિના દર્દે ધર્યાં ચસમાં, ભલે આંખ્યે પડે વસમાં;
સોનેરી રોપદારો છે, અમારો એ સુધારો છે! ૩
ભલે ઘરમાં નથી ખાવા, ભલે બાપા બને બાવા;
નવિન પોશાક પ્યારો છે, અમારો એ સુધારો છે! ૪
ગમે ના જ્ઞાનનાં પોથાં, નકામાં એ બધાં થોથાં;
ઉદ્ધારક તો શૃંગારો છે, અમારો એ સુધારો છે! ૫
નથી કિરતાર જેવું કાંઈ, ભૂલી ભટકી મરે છે કેઈ;
એવકૂફ એ વિચારો છે, અમારો એ સુધારો છે! ૬
પુરાણો શાસ્ત્ર છે ખોટાં, અમસ્તાં ખાય સહુ ગોથાં;
ધરમ ખાલી ધખારો છે, અમારો એ સુધારો છે! ૭
પૂજા ને સ્નાન સંધ્યાનું, વળિ પરમાર્થ કરવાનું;
નકામો એ ફૂટારો છે, અમારો એ સુધારો છે! ૮
ગમે ના ઘર વિષે ખાવું, સદા હોટલ વિષે જાવું;
સ્વાદ ત્યાંનો જ સારો છે, અમારો એ સુધારો છે! ૯
ગમે તે જ્ઞાતિનું ખાવું, અરે! એ ઠું જુઠું કેવું?
ખરે ખોટા વિચારો છે, અમારો એ સુધારો છે: ૧૦
ફરીશું રાંકડા ફક્કડ, અતિ અભિમાનથી અક્કડ;
વિનયનો તો ઉધારો છે, અમારો એ સુધારો છે! ૧૧

---

નબળી થઇ પડેલી અથવા નાશ પામેલી યાદશક્તિ ને, ખાલી પડેલા ભેજાને અને આંખ્યોની કમી થયેલી રોશનીને શુક્રસંજીવની ફરીને તેજ બનાવે છે.

ચડાવી બૂટ ને મોજાં, ફરીશું બાગમાં મોજે;
  ભજન ખાલી લવારો છે, અમારો એ સુધારો છે ! ૧૨
અહાહા ! બ્રાંડી ને બીડી, સાચી એ સ્વર્ગની સીડી;
  પીએ ના તે ગમારો છે, અમારો એ સુધારો છે ! ૧૩
મરાવી રોફ બૈરીને, જશું નાટક તમાસામાં;
  સુધારાનો વધારો છે, અમારો એ સુધારો છે ! ૧૪
અનીતિમાં મજા જેવી, નીતિમાં ના મળે તેવી;
  કહે કો એ કુધારો છે ? અમારે એ સુધારો છે ! ૧૫
પિતા માતા તણે તાબે, રહેવું એ કહ્યું કોણે ?
  પ્રિયાનો પ્રેમ પ્યારો છે, અમારો એ સુધારો છે ! ૧૬
અમે તો પ્યારમાં ઘેલા, ચતુરાના બન્યા ચેલા;
  ગુરૂજી એ અમારો છે, અમારો એ સુધારો છે ! ૧૭
ઇશ્કના છંદમાં મરિયે, એથી આત્માને ઉદ્ધરિયે;
  સુલેખે એ જન્મારો છે, અમારો એ સુધારો છે ! ૧૮
ગરીબો છેક છે હલકા, નથી મિત્રો થવા જેવા;
  અમારો રાહ ન્યારો છે, અમારો એ સુધારો છે ! ૧૯
તમોને જે કહી વાતો, સુધારા જૂજ છે આતો;
  હજુ બીજા હુન્નરો છે, અમારો એ સુધારો છે. ૨૦
કહે છે લાલ તમ જેવા, અરે ! દુનિયાં ડુબાવાને;
  અમારો જે કુધારો છે, તમારો તે સુધારો છે. ૨૧

---

પ્રિય પાઠકવર્ગ! જુના જમાનામાં પચીશ વર્ષ લગી બદ્ધ વીર્ય રહી બળ મેળવી બહાદુર નિવડવાના રંગમાં હિંદવાનો હાજર રહેતા હતા; પણ હવે તો જે જે પ્રદેશ અંદર ઢીંગલા ઢીંગલીનાં પરણેત થઇ પડયાં છે તે તે પ્રદેશમાં બહાદુરને બદલે બાયલા બનતા માલુમ પડે છે.

પંઝાબ, મારવાડ, મેવાડ, બુદેલખંડ વગેરે વગેરે પ્રદેશ અંદર જે જે જ્ઞાતિઓ વિષે ન્હાનપણમાં પરણવાનો રિવાજ નથી અગર કાચી ઉમરમાં દીકરીને સાસરે વળાવવાનો રિવાજ નથી તે તે જ્ઞાતિયો વિષે જોવાથી માલમ પડશે કે સ્ત્રી પુરૂષો કેવાં ખૂબસુરત-દાર અને બળવાન તથા મજબૂત બાંધાનાં નિવડે છે! એ બધો પ્રતાપ વીર્યને જાળવવાનોજ છે!

વિચાર કરવો જોઇયે છે કે—વીર્ય જાળવવામાં આટલા ફાયદા સમાયલા છે તો પછી તેને જાળવવા માટે બેદરકાર રહેવું એ કેટલી બધી અને કેવી ગંભીર ભૂલ છે! જેમાં દેખીતો અપાર નફો છે છતાં તે નફા તરફ જરા પણ ધ્યાન દેવામાં ન આવે એ ખચિત ઘણીજ શોચવા જેવી વાત છે!

વાંચકો! હજુ કંઇ વહી ગયું નથી, ભૂલ્યા ત્યાંથી ફેર ગણવું એ પણ ઉત્તમ છે. જે હની અને દેશની ખાનાખરાબીનાં કારણો માલમ પડે તે તે કારણોને થોડે થોડે બંધ પાડવાં કે જેથી થોડો વખત વીતતાં પાછો સુધારો થઇ આવશે એમાં જરા શક નથી.

યુરોપ અમેરીકા આદિમાં દિન પ્રતિદિન સુધારો થતો હો-

---

મન તનની ખરાબીનું મૂળ ધાતુ-બિગાડજ છે અને એ ધાતુ બિગાડનું ભયંકર શૂળ મટાડનાર શુક્રસંજીવનીજ છે!

વાથી તેઓ ચડતીના શિખરે બિરાજ્યા છે; માટે આપણે પણ તેવો સુધારો થવા માટે પ્રથમ બાળલગ્ન સહુથી વીર્યના નાશનું મોટું નાકું છે તે બંધ પાડવાની કોશીશ કરવી જોઇયે. તે બંધ કરવાથી કશું નુકશાન નથી; પણ અનંત ફાયદા છે! માટેજ કહું છું કે-

(માતા જસોદા ઝૂલાવે પુત્ર પારણે—એ રાહ.)

બેશક બંધ કરો ઝટ બાળલગ્નને બાંધવો,
જે છે સુદેશની પડતી કરનાર જરૂર;
  એથી થઇ છે થાય છે અને થશે પડતી અતિ,
  તદપિ રાખો હજુએ સબૂર રાખી શહૂર. બેશક. ૧

શોચો બાળલગ્નથી બળી બેઠું બળ સર્વનું,
ખોઇ નૂર ખુમારી શૂરપૂરની ખાસ;
  બન્યાજ બાયલા ખાસા હિચકારા ને હીજડા,
  વાળ્યું સુદેશસુખનું વેગે સત્યાનાશ, બેશક. ૨

યુવતી બાળલગ્નના યોગે ગર્ભ ધરે કદી,
કાં તો ગર્ભ ગળે કે મરે જન્મીને બાળ;
  અથવા જીવે તોપણ માલ વગરની નીપજે,
  અલ્પાયુષી થાએ કે રોગાકુળ કંગાલ. બેશક. ૩

નબળા બાંધાની નબળા મનની ને નિર્ગુણી,
ટુંકા કહની ને વળિ ટેક વગરની જાણ;

---

કુટેવોને વશ થનારા માણસોએ વ્હોરી લીધેલી ખાનાખરાબીને બંધ પાડવા ખરી હકીકત લખી મોકલતાં મોકલવામાં આવતી શુક્રસંજીવની અત્યંત આનંદ આપે છે.

અકવા કરનારી બેડોળ અને બહુ ટીંખળી,
પાકે પ્રજાજ તેમાં મીઠાની બહુ તાણુ. બેશક. ૪

રૂઢી દાખલ થઇ યવનોની બ્હીકે એ નક્કી,
ગઇ તે બ્હીક હવે તો છે ગુણુ-ગ્રાહક રાજ્ય;
તોપણુ હજુએ એ રૂઢીને શું વળગી રહ્યા,
દિલમાં જોઇ વિચારી કરી દો તુર્તજ તાજ્ય. બેશક. ૫

જે જે દેશ અને જ્ઞાતિમાં એ રૂઢી નથી,
તેની પ્રજા તર્ફ તો જુઓ જરા પ્રિય વીર;
ગુરખા શિખ આહેર મિયાણા જાટ રબારિયો,
કાબુલી મેવાડી ને મારૂ આદિ ધીર. બેશક. ૬

ચાહો સુદેશની ચડતી જો ચારૂ ચિત્તથી,
રોકો બુરી રીતિ એ પ્રીતિ ધરીને હાલ;
ભાખે × × × × તો પાકે સ્તુત્ય પ્રજા ભલી,
તારે સુદેશને સંકટમાંથી તત્કાળ. બેશક. ૭

વાંચનાર ! જે શબ્દજ કહે છે કે, બાળ લગ્ન, એટલે કે એ-વાં લગ્નને બાળ-દેવતા મ્હેલ; કેમકે એવાં લગ્નોથી પરણુનારને કશો ખરો લ્હાવ મળતો નથી, તેમ તેમનાં માબાપ કે કોઇ બી-જાઓને પણુ કશો લાભ મળતો નથી. એવાં લગ્નથી ખર્ચેલા પૈસા, ધારેલું ભવિષ્ય, સુખ અને સંતાનોની આરોગ્યતા સાથની આબાદી

---

કુટેવથી માણુસ નકામું બની જતાં જિંદગી માટે હાથ ધોયા હોય છતાં જો શુક્રસંજીવની સેવન કરવામાં આવે તો બેશક ઓધી જિંદગી કાયમ રહે છે.

એ સર્વ આખર ધૂળમાં મળવાનો વખત દેખીતી રીતે કે છુપી રીતે પણ નજર આગાડી રમ્યાજ કરે છે, છતાં હજુ કોઇની ધ્યાનમાં આવતું નથી એ ખરેખર અજાયબી જેવો પ્રકાર છે।

ન્હાનપણુમાં પરણવાથી અથવા કાચા વીર્યને ખરાબ કરવાથી શું શું ભયંકર નુકશાન થાય છે તેની માહેતી મળવાની ખાતર એક એક ખાનાખરાબી કુટેવો તેમજ અતિ રતિસંગ અને દુર્વ્યસનો વગેરેનો વિગતવાર અહેવાલ રજુ કરું છું તે વાંચી વિચારી ધ્યાનમાં લઇ પોતાની તથા બીજાઓની કેટલી ખરાબી થાય છે તેનો ખ્યાલ કરી તે તે બાબતોનો સુધારો કરશો કે જેથી મારા જેવાઓની મહેનત બધી સફળ થશે.

વિચાર કરો કે ન્હાનપણમાં પરણવાથી સંતાનનાં માબાપો લ્હાવ લેવાયો સમજે છે; પરંતુ જેમ હાલ એક જાતના ઘાસલેટને મળતા ગુણવાળા તેલનું સુગંધી હેર ઑઇલ બનાવવામાં આવે છે અને તે તરેહ તરેહનાં નામોથી જાહેરમાં આવતાં, સ્ત્રી પુરૂષો તેનો છૂટથી ઉપયોગ કરી રહેલ છે. તે એટલાજ માટે કે તે તેલથી સ્ત્રીઓના સાડલાને માથાવટી પડતી નથી અને પુરૂષોને ટોપી પાઘડી ફેટા બગડતાં નથી; પરંતુ તેની વપરાસથી કીમતીમાં કીમતી મગજ બગડે છે તેની કોઇ દરકાર રાખતું નથી. મગજ બગડવાથી મન તનનો નિકટનો સંબંધ હોવાને લીધે તે પણ બગડે છે અને છુપી રીતે અનેક નુકશાન કરે છે; તેમ ન્હાનપણમાં બાળકોને પરણાવાથી

---

પોતાને લ્હાવ મળ્યો માને છે, પણ તેઓની જીંદગીને જોખમમાં ઝોંકવી દેવાનો માર્ગ ખુલ્લો કરે છે, તેની તેમને ગમ અગર કશી દરકાર છેજ નહીં.

તે વર કન્યા બાળલગ્ન થવાથી ભણવામાં શરમાય છે, કંટાળે છે અને વિષયવસનાને ઉત્તેજન મળે તેવા વિચાર વાળાં કથનો આસ પાસનાં છોકરાં અને સગાં વ્હાલાં કે અડોશી પડોસી મારફત સાંભળી સાંભળી છેવટ સ્વાભાવિક રીતે મન વિકારને વશ થાય છે અને મનમાં વિકાર થવાથી તેનો વિકાર તનને લાગુ પડે છે એટલે પછી પેદા થતી જુવાનીમાં ઝેરનો સમાગમ થઇ રહે છે, અને તેમ થતાં પછી ભણવું હુન્નર મેળવવો વગેરે આટોપી મોજ શોખમાં વિચરવા રસિક બને છે.

કાચી ઉમરમાં વિષયની લીનતાને લીધે શરીરના અવયવો ખીલવાને બદલે કરમાવા માંડે છે. વીર્ય આદિ ધાતુઓ દોષને પાત્ર થતાં વિકારવંત-નિર્બળ થઇ રફતે રફતે નકામા થઇ મરણની મુલાકાત લેવડાવવાનો વખત હાજર કરે છે. માટેજ પાકી ઉમર થયા પછીજ વિષયવાસનાને તાબે થવાય તો એમાંથી એકે હરકત નડતી નથી, અને પસ્તાવો થવાનો સમય સાંપડતોજ નથી.

**ધાતુ બગડવાનાં બીજાં કયાં કયાં કારણો છે ?**

નઠારી લત અગર નઠારા વિચારવાળાં છોકરાંઓની સોબતથી કુમળા મનમાં નબળા સંસ્કારો પડે છે જેથી તે નબળા સંસ્કારો

---

ધીરે ધીરે સબળ રૂપમાં થઇ તેજ રસ્તામાં દોરે છે માટે તેવાઓની સોબતથી સમજુ માબાપોએ અગર વાલી વારસોએ પોતાનાં બાળકોને દૂર રાખવા ખંત રાખવી. ખરાબ સોબતથી શું શું ગેરનફા થાય છે તે તેનું યથાસ્થિત દાખલા દલીલ અને યુક્તિપ્રયુક્તિ સાથે વર્ણન સમજાવી તેની ઉંડી છાપ તે બાળકોના હૃદયમાં છાપવી કે જેથી તેઓ પોતાની મેળેજ તે નઠારાઓની સોબત છોડી દેશે.

લુકમાન હકીમે પોતાના છોકરાને નઠારા માણસની સાથે વાત કરતો જોઇ એકાંતમાં તેમણે તેનો સંગ ન રાખવા ભલામણ કરી. એટલે છોકરાએ કહ્યું કે–"બાવાજી ! હું ફક્ત તેની સાથે વાત કરવા જેટલોજ સંબંધ ધરાવું છું. કંઇ તેની સોબત કરવા ચાહતોજ નથી, જેથી મને શું નુકશાન થવા સંભવ છે." હકીમજીએ કહ્યું "બેટા ! તેવાઓનો સ્પર્શ થવાથી પણ આપણા બદનમાં ખરાબ અસર આવે છે માટે તેમનાથી દૂર રહેવામાંજ સાર છે." આટલું કહ્યું છતાં તેના મનમાં વાત કરવાથી નઠારી અસર થાય છે તેની બરોબર અસર થઇ નહીં. એથી હકીમજીએ એક કોલસાની ટોપલીમાંથી ખોબો ભરી કોલસા લાવી આપવા જણાવ્યું. એટલે તે તુરત લઇ આવ્યો અને તે કોલસા સગડીમાં નાંખી હાથ ખંખેરી ધોવા લાગ્યો કે હકીમજીએ પુછ્યું–"કેમ બેટા ! હાથ ધોવા પડે છે ?" છોકરાએ જણાવ્યું–"બાવાજી ! કોલસાને અડવાથી હાથ કાળા થયા છે તેથી ધોઇ નાખું છું." હકીમજીએ કહ્યું—"તેં તેની સોબત તો કરી નથી, શું અડવાથીજ તેની કાળાશ ચોટી પડી !" છોકરે કહ્યું–

---

નઠારી ટેવથી થયેલી નબળાઇ દૂર કરવામાં શુક્રસંજીવની એ અકસીર ઉપાય છે, માટે અવશ્ય વાપરવી.

"બાવાજી ! કોલસાને અડવાથી તો કાળાશ લાગેજ." હકીમજીએ જણાવ્યું.—"આવીજ રીતે નઠારા માણસના સ્પર્શથી કાળો ડાઘ લાગે છે તેનો દાખલો વિચારી જુઓ. તેવાઓને સ્હામે જોવાથી વાત ચીત કરવાથી, હરવા ફરવાથી, અને ઉભા રહેવાથી પણ લોકો આપણી તરફ શકની નજરથી જોવા લાગે છે. કલાલની દુકાનમાં જઇ દૂધ પીએ તોપણ તે દારૂનાજ નિશ્ચયમાં ઠરે છે અને સાબ-ળીઆની દુકાને બેસી દારૂ પીધો હોય તો પણ દૂધ પીધાનો ભાવ લાવે છે માટે તેવાની સાથે નજર જોડવાથી પણ આપણી આબરૂને એબ લાગવાનો વખત આવે છે." વગેરે વગેરે વાતચીત થવાથી તેણે નઠારા જનની પાસે ઉભા રહેવાની પણ વિચારણા ન રાખી. કહેવાનો મતલબ એજ કે નઠારાઓની સોબત તજાવવી.

નઠારા છોકરા કે છોડીઓની સોબતથી વિષય વાસના સતેજ થાય છે, નઠારી ટેવો હાંસિલ થાય છે, શૃંગારી વાતો-લખાણો-દેખાવોમાં મન દોડે છે, શોખમાં લપટાવાનો સમય આવે છે, બો-લવા ચાલવામાંથી વિનય વિવેક ઓછો થાય છે, ખરાબ રસ્તે દોરાઇ શરીરની ખરાબી થતાં પસ્તાવાને પાત્ર થવાય છે અને અંતે મરણનું શરણુ લીધા વિના અન્ય ઇલાજ જ રહેતો નથી, તેમજ નઠારી સોબતથી નઠારા વિચારો નઠારા આચાર થાય છે, તથા નઠારી સો-બતથી કેફી ચીજો પીવાની, ઉડાઉપણાની, નાટક ચેટક ખેલ તમા-

---

ઇશ્કબાજી હદ ઉપરાંત કરવાથી ઘણુંજ નુકસાન થાય છે; તોપણ તેવી વખતે જો "શુક્રસંજીવની ગોળી" "પુષ્ટિપ્રદાયક ચૂર્ણ" અને "કામેશ્વર રસ" ની મદદ લેવામાં આવે તો થતિ અગર થયેલી નુકસાનીને અટકાવી દે છે.

સામાં લીન થવાની, અને લંપટ લબાડીપણાની ટેવ અખ્તીયાર થાય છે. તેથી વીર્ય વિકારને પામી પાયમાલીને પાત્ર થાય છે.

જુગાર, દારૂ, માંસ ભક્ષણ વેશ્યા સેવન, પરસ્ત્રીગમન, શિકાર અને ચોરી તથા જુઠ વગેરે ખરાબ વ્યસનોના છંદમાં ફસાવાથી મન તન વિકારને તાબે થતાં વિર્ય વગેરે ધાતુઓની ખરાબી થાય છે.

વિરૂદ્ધ વિહારથી, વિરૂદ્ધ વિચારથી, વિરૂદ્ધ આહારથી અને આચારથી ધાતુઓ વિકાર પામે છે અને એથી અંતે અનેક રોગોના ભોગ થઇ જિંદગીનો અંત આવવાનો વખત આવે છે.

## એકંદર ધાતુ બગડયાના કારણોની નોંધ:—

પોત પોતાના માબાપે કુદરતી કાયદાનો ભંગ કરી વારસામાં આપેલી નબળાઇથી, તથા પોતાના કાયદા વિરૂદ્ધ વર્તનથી, કુટેવોના સેવનથી, હદ ઉપરાંત વિષય વાસનામાં લીન રહેવાથી, દુર્વ્યસનોથી, નઠારી સોબતથી દુર્ગુણી વિચારો લાવનારાં પુસ્તકો નાટકો, તમાસાઓના અવલોકનથી, દિન ચર્યા રાત્રિચર્યા અને ઋતુચર્યાના નિયમ મુજબ ન ચાલવાથી, ખરાબ સ્ત્રી કે ખરાબ પુરૂષ મળવાથી, કજોડું મળવાથી, ઘણાં તીખાં તમતમાં ખારાં ખાટાં આકરાં ખાણાં પીણાં ઉપયોગમાં લેવાથી, હદથી વિશેષ કસરત કે મહેનત કરવાથી, ભણવા લખવા વાંચવા અને કારીગીરીના કામમાં કુમળી વય છતાં વધારે તકલીફ લેવાથી, ઘણા ઉજાગરા વેઠવાથી, બૈરાંઓ સાથે ઝાઝો સહવાસ રાખવાથી, બાળલગ્નથી, એક પથારિયે સુવાના વધારે શોખથી,

---

આ બધી ખાનાખરાબીને અચ્છી રીતથી બંધ પાડવા 'શુક્ર સંજીવની ગુટિકા' ખાસ મહાત્માના આશિર્વાદ સમાન છે।

મન નબળું બટકનું રાખવાને લીધે સ્વપ્ન મારફત ધાતુપાત થવાથી, પ્રકૃતિ વિરૂદ્ધ ચીજો ખાવા પીવાથી, ચાંદી બદ વિસ્ફોટક ખસ પ્રમેહ વગેરે દર્દોના પ્રતાપથી સોરા, સીફીલીસ અને સાઇકોસીસ એ ત્રણે પ્રકાર પૈકીનું કોઇ વિષ પ્રાપ્ત થતાં તેનો વારસો મળવાથી, હદ ઉપરાંત ખેદ ચિંતા ભય હર્ષ સંકલ્પવિકલ્પ વગેરેના કરવાથી જરૂર વખતે તાકત વધારવાની દવા ખાવામાં બેદરકાર રહેવાથી, રોગોને જડમૂળથી દૂર ન કરવાથી, અસ્વચ્છ મેલા ઘેલા રહેવાથી, બીમારીથી, કમજોરીથી, ઘણો ગુસ્સો ગર્વ લોભ પ્રપંચ કરવાથી, અત્યંત તપસ્યા કરવાથી, મનને વધારે છૂટું રાખવાથી, વિષયને પેદા કરાવનારા બનાવો–પશુ પક્ષીઓનાં રતિસંગમ જોવાથી, વધારે વૈરાગ્યના આવેશથી, લોહી વિકારથી, તડકો તાપ વૃષ્ટિ બહુ વેઠવાથી, ઇશક બાજીનાં ગીત ગાવા સાંભળવા, તથા તેવા ચિત્રો જોવાથી, ચાહ કાફી કોકેઇન ચરસ ચંડૂલ તથા ગરમ મશાલાના વગેરે ચોહથી, અને સંતોષી પ્રકૃતિ નહીં રાખવાથી ધાતુ બગડે છે, તેમજ તેથી અનેક રોગો પેદા થઇ શરીરને રોગનુંજ મુકામ બનાવાય છે.

ઉપરનાં કારણોથી ધાતુ તવાઇ જાય છે, પાતળી પડી જાય છે, ફાટી જાય છે અને ઢંગ વગરની સ્થિતિ વાળી થઇ જાય છે. જેથી દસ્તમાં, પેશાબમાં, સ્વપ્નમાં, સ્ત્રી સાથે વાત ચીત કરતાં, બગલમાં, લાળમાં અને પરશેવા વગેરેમાં તેમાંનો ભાગ જવા લાગે છે તેના લીધે ધીરે ધીરે શરીર નબળું પડી જાય છે. દુબળું નિરતેજ સુરત

---

કુદરતી નિયમો યુક્ત તૈયાર કરવામાં આવેલી શુક્રમંજીવની ગોળી કુદરતી કાયદા વિરૂદ્ધ કરેલાં કામોથી થયેલી શરીરની ખરાબીને દૂર હઠાવી કુદરતી તાકત બક્ષે છે.

ની જાય છે, આંખો ફીકી, ગાલ બેસી ગયેલા અને હોઠની લાલાશ ઉડી ગયેલી જણાય છે. મગજ ફરે છે, હાથ પગ ઢીલા બનેછે, જરા મહેનતે વધારે શ્વાસ ચડે છે, પરસેવો વળ્યા કરે છે, ઉત્સાહ–ઉમંગ જતો રહે છે, બેચેની–અરૂચિ–બદહજમી–બેસ્વાદપણું કેડ પીઠ ગર્દનમાં પીડા કામ કરવામાં અણગમો–યાદીનું કમી થવું–બોલવામાં કંટાળો ખાધા પછી પાછું વળવું–કંપારો–ખાંસી ક્ષય તાવની શરૂવાત–ઉંમરનું કમી થવું અને તમામ અંગ ઉપાંગમાં નબળાઇ વધી પડવી વગેરે વગેરે ઉપદ્રવો થાય છે, માટેજ ફરી ફરીને કહેવામાં આવે છે કે જેમ બને તેમ ધાતુ પુષ્ટ બની રહે તેવા ઉપાયો હર હમેશાં હાથ ધર્યા કરો કેમકેઃ—

### મનહર છંદ.

ધાતુનો ખજાનો ખૂબ હોય તેવા વ્યાપારીની<br>
પેઢી કદિ ડગશે ન વાત એ વિચારજો;<br>
ધાતુનો ખજાનો ખૂબ હોય તેવા નૃપતિના<br>
દેશની આબાદી થશે ધ્યાન વિષે ધારજો;<br>
ધાતુનો ખજાનો ખૂબ હોય તેવા પુરૂષને<br>
દેખતાં દબાશે સહુ ઉર અવધારજો,<br>
ધાતુ એજ મરાનું જીવન જગ જાહેર છે<br>
માટે ધાતુપુષ્ટ વડે ધાતુને વધારજો;

---

જો થાકયા વગર કામ કરવાની, હાર્યા વગર ફતેહ મેળવવાની અને કંટાળ્યા વગર સર્વ કાર્યસિદ્ધિ મેળવવાની ઇચ્છા રાખતા હો તો શુક્રસંજીવની ગોળીજ વાપરવી.

" વાચકવર્ગ ! આગળ ધાતુ બગડવાનાં કારણોની અંદર કુટેવના લીધે ધાતુનું સત્યાનાશ વળે છે એવી ઇસારત કરવામાં આવી છે; પરંતુ કુટેવ એટલે શું ? કુટેવો કેટલી જાતની હોય છે! અને તેનાથી શું શું ગંભીર હરકતો હાજર થાય છે ? વગેરે વગેરે સમજવામાં આવે તેવો અહેવાલ મર્યાદા યુક્ત કહીશ કે જેથી તેનાથી પોતે અને પોતાનાં ફરજંદ તેમજ મિત્રો વગેરેને બચાવી દેહ અને દેશનું કલ્યાણ કરી જન્મ સફળ કરી શકે.

**કુટેવ એટલે દંપતિના સમાગમ શિવાય હાથરસ, સૃષ્ટિવિરૂદ્ધ કર્મ વગેરે વગેરેથી વીર્યનો ગેર ઉપયોગ કરવો.**

કુટેવ જુવાની ખીલવા અગાઉ અથવા જુવાની ખીલવાની વખતે કામદેવની સૈતાનીને યાદ કરાવનારા ખેલ તમાશા લખાણ ગાયન વગેરે તરફ મન લગાડવાથી તેમજ લાયક ઉમરે પહોચ્યા છતાં મન માનતો સમાગમ ન મળવાથી, અથવા તો જુવાનીએ જુવાનીઆ એકાંત વાસમાં રહેવાથી અને મર્યાદા વગરનાં ભાષણ ચિત્ર કવિતા ગાયન વાતો વગેરેનો ઉપયોગ કરવાથી ઉપર બતાવેલી કુટેવો પડેછે; કેમકે મન વિકારોને તાબે થવાનાં કારણો મળવાથી વિકારવાળું થાય છે અને તેથી કામાંધ બની જતાં બુદ્ધિ ચતુરાઈ ભણતર કળા અને એકઠી કરેલી વીર્યશક્તિનો ગેરઉપયોગ કરે છે.

ઉપરની કુટેવો પૈકી કઇ કઇ કુટેવથી કયાં કયાં નુકશાન થાય

---

દરેક જાતની ખરાબ ખિસલતો કુટેવોથી આવેલી નબળાઇ નામર્દી તથા ભેટેલી નિરાશા શુક્રસંજીવનીના સેવન વડે પાછી અજબ નવાજ સ્વરૂપમાં પ્રાપ્ત થાય છે.

છે તેનું અલગ અલગ બયાન કરવામાં આવે તો જેથી ખુલાસાવાર સર્વ કોઇના સમજવામાં આવે અને એ સમજવામાં આવવાથી સમજદાર માણુસ પોતાને થતા બેહદ નુકશાનમાંથી બચી જઇ પાછો પોતાના ફાયદાને હાથ ધરી શકે છે માટેજ તેનું વિવેચન મર્યાદાભરી ઉંચી ભાષામાં કરૂં છું તે પર ધ્યાન દઇ કુટેવોમાં પડતાં અગર પડયા પછી તેથી કેમ બચાય તેવા ઉપાક હાથ ધરશો કે જેથી આ મારી મેંહેનત સફળ થઇ સમજાશે.

કુદરતી સમાગમ કરતાં હસ્તક્રિયાની કુટેવેથી વધારે વીર્યપાત થાય છે. કેમકે દંપતિનો સમાગમ એ કુદરતી સમાગમ છે જેથી તેમાં કુદરતી મદદથી કાર્યે યોગ્ય વીર્ય ગર્ભબીજક તરફ ઢળી બાકીનું નિજ સ્થાન તરફ વળી શકે છે. પણ કુટેવના વીર્યપાતમાં કુદરતી આકર્પણના અભાવને લીધે જેટલું હોય તેટલું નકામુંજ જાય છે. આમ હોવાથી કુદરતી સમાગમ કરતાં કુટેવથી વીર્યપાત વધારે થવાના સબબવડે વીર્યનો ક્ષય હદવિનાનો થાય છે અને એથી અંતે પોતાના અમૂલ્ય દેહનો પણ ક્ષય થવાનો વખત આવી લાગે છે.

કુટેવના વીર્યપાતમાં અર્થાત્ એકજ વખતના તેવા વીર્યપાતમાં વીસ વખતના કુદરતી સમાગમમાં થતા વીર્યપાત જેટલો વીર્યનો જથ્થો ક્ષય થાય છે, અને વીર્ય બગડવાથી મજજા મેદ ચરબી માંસ હાડ લોહી અને રસ એમ સાતે ધાતુઓ એક પછી એક અથવા તો એકદમ વિકારને તાબે થઇ આખર જીવનને મોતને તાબે કરવાનો વારો લાવેછે.

---

ધાતુ-બિગાડ રૂપી ચોર સર્વસ જીવનધન લૂટનાર છે; છતાં કોઇ તેની તરફ ચાંપતા ઈલાજ આદરતાં નથી એ શું ઓછા અફશોષની વાત છે ? !

કુટેવ એકાંત સ્થળમાં અનુભવાય છે; પણ એનીમેળેજ આખર આખું જગ જાણે તેવા બુરા હાલ થવાથી તે કુટેવ પણ જગજાહેર થાય છે; કેમકે એ કુટેવના પ્રસંગથી હાડ પગ પીઠ કમર અને કોઇ કોઇ વખત આખા શરીરમાં કળતર થાય છે, દસ્તનું રોકાણ થાયછે, પેશાબ તેમજ ઝાડાની અંદર દર્દ થતું જણાય છે. નાડી ક્ષીણ-નબળી જણાય છે, લોહીની ગતિ મંદ પડે છે. મગજના જ્ઞાનતંતુઓને પૂરતું રક્તપોષણ ન મળવાને લીધે દિમાગમાં બહુ બહુ જાતના રોગ થાય છે. દુનિયાં અને દેહ પર અણગમો પેદા થાય છે. સુરતી હદથી જ્યાદે વધી પડે છે. ફિકર ભય ચીડીઆપણું અને શોક તેમજ વ્હેમનો વધારો થાય છે. હૃદયના ધબકારામાં વધારો થાય છે. કોઇ એક હૃદય સંબંધી રોગ પેદા થઈ આવે છે. થોડી મહેનત કરવા છતાં વધારે થાક માલુમ પડે છે. ભારે દમ અને ભારે દબાણ થવા જેવી સ્થિતિ થાય છે. એદીપણું-દુર્બળતા-બ્હીયામણઃપણું અને તાકત વગર થઇ બેસતાં સંસરના કામોમાં નિરૂપયોગી-નકામો થઇ પડે છે જેના લીધે કોઈ વખતે આત્મહત્યા કરવા ચાહે છે.

એ **કુટેવથી** ક્ષયનો રોગ પણ લાગુ પડે છે, ગડગુંબડ-ભગંદર-અર્શ-લોહીવિકાર-શ્વાસ-માથાનો તપારો અને દિમાગને નુકસાન પહોંચવું વગેરે રોગો થઇ આવે છે. હાડમાં તાવ પણ સદા થોડો થોડો રહ્યાજ કરે છે, જેથી તે હાડકચરીઆના મારથી હાડ કચરાઇ શિથિલ બની જાય છે.

---

જ્યાં સુધી ધાતુ-બિગાડ ન થાય ત્યાં સુધી એકે રોગ નજરે પડવા પામતોજ નથી, પણ ધાતુ-બિગાડ થયો કે રોગ સહિત મરણની છાવણી ખડી થાય છે.

**એ કુટેવથી** જઠરાશય–હોજરી કમજોર થવાને લીધે લીધેલો ખોરાક બરોબર હજમ .કરી શકવામાં પછાત પડે છે, જેથી બદહજમીનાં દર્દો જેવાં કે અજીર્ણ-અતિસાર-સંગ્રહણી-કોલેરા-ઉલટી-નિદ્રાનાશ-આળપંપાળનું આવવું-કળતર-આફરો-આંતરડામાં થતો ગુડગુડાટ-પવનનું ન છૂટવું, છાતી તથા પેઢુનું ભારે રહેવું, પેશાબનું વારંવાર ઉતરવું, છાતીમાં બળતરા થવી, ખાટા–ધૂમાડાવાળા બદબુ સહિત ઓડકાર આવવા, બહુજ ખરાબ વાસ મારતો વા–સંચરવો, મનનું ભ્રમિત થવું ફેર આવવા વગેરે વગેરે થાય છે, સોજા ચડી આવે છે, મ્હોંમાં બેસ્વાદ રહ્યા કરે છે, દસ્ત નિયમિતપણે આવતો નથી. ખાંસી સતાવ્યા કરે છે, ઝાડાના રંગમાં વારંવાર ફેરફાર થાયછે, આંકડી આવે છે, ભભડાટ થાય છે, દસ્તની હાજત થયાજ કરે છે, કફ પડે છે, પરૂ પડે છે અને પાંડુ કે કમળો થઇ આવે છે.

**એ કુટેવથી** આંખે લીલાં પીળાં દેખાય છે, આંખોનું તેજ કમી થાય છે, આંખો ધોળી પડી ઉંડી પેસી જાય છે માથામાં બળતરા ને આંખોમાં વેદના થાય છે, તથા સુસ્તીનું જોર વધી પડતાં આંખ પણ ઉંચી ન કરી શકાય તેટલું નબળાપણું બહાર આવે છે.

**એ કુટેવથી** મૂર્છા, વાઇ, ફેર, અને ગ્લાનિ થઇ આવે છે, પાચનક્રિયાની અછતના લીધે અન્ન વગેરે તરફ અરૂચિ થઈ આવેછે, ગાલની, હોઠની, અને આંખની લાલી દરિયાપાર ચાલી જાયછે, દાંતનાં પેઢાં ધોળા–દાંત ઢીલા ખેરીવળા બની જાય છે, કાનમાં અવાજ થયા કરે છે, અંગોમાં ત્રોડ થયા કરે છે, બેચેનીનો બેહદ વધારો થાયછે,

---

સાંધા ચરબી વગરના બની જતાં ઉઠતાં બેસતાં તેમાં કંટાળો ઉપજાવનારો કચડાટ થતો સંભળાય છે, ઝાડા અને મૂત્રની અંદર ધોળો પદાર્થ જતો જણાય છે, તથા દિનપર દિન નૂર ઉતરતું જાય છે.

**એ કુટેવથી** દોષો વિકાર પામતાં પ્રમિયો ચાંદી, બદ, વિરફોટક, સંધીવા, અંતરગળ, મૂત્રકૃચ્છ, બરોળ, કાળજાના વ્યાધિ, આંચકી, શૂન્યતા અને યાદશક્તિનો નાશ વગેરે વગેરે રોગોને જન્મ મળે છે.

**એ કુટેવ** એકલા પુરૂષોનેજ હોય છે તેમ નથી; પરતુ કવચિત્ સ્ત્રીઓને પણ હોય છે.

**એ કુટેવથી** પથરીની બીમારી પણ થાય છે. તેમજ પક્ષઘાત, ઉન્માદ, ઘ્હેલછા, શોષ, રાજયક્ષ્મા અને કંપવા વગેરે પણ રોગો દર્શન દે છે.

**એ કુટેવથી** શાંતપણું શરીરસૌંદર્યતા લાવણ્યતા, ચપળતા અને સૌજન્યતા આદિ સદ્ગુણો અને સ્વરૂપ નાશ પામી જાય છે.

**એ કુટેવ** એવો બુરો રોગ છે કે પોતાના હાથથીજ પોતાનું મ્હોત માંગનાર, પોતાના હાથે પોતાનું સત્યાનાશ વાળનાર, પોતાના ઉપાસકનુંજ કાટલું કઢાવનાર, કાયર, એદી, આળસુ રોગી, બેડોળ બનાવનાર, પોતાના હાથેજ પોતાના પગ પર કોહાડો મારનાર અને ઉભય જન્મ ભ્રષ્ટ કરનાર છે.

**એ કુટેવથી** નજલો, ઝામરવા, મોતિયો, દૃષ્ટિવિકાર આદિ રોગોને પણ પેદા થવાની જગા મળે છે.

**એ કુટેવથી** પેટમાં ચૂંક, દાતોમાં સડો, વાળોનું ખરી પડવું

---

અમર ભૂંખરા થઇ જવા પણું, ખાલી ચડવી, બહેરાશ, સુગંધી દુર્ગંધીની પરીક્ષા ન પડવી, અવાજ બદલાઇ જવો કેડમાંથી વળી જવું, ગુહ્યેંદ્રીનું પાતળી પડી સંકોચાઇ જવું અને તાણુ આવવી વગેરે વગેરે દર્દો પણ હાજરી આપે છે.

એ કુટેવથી સ્ત્રીઓને નિયમ વગર અટકાવ આવવો, તેમાં હદપાર પીડા થવી, આંબોઇ ખસવી, ધાતુનું વહેવું, વંઝણીમાં ગણાવું અને કામવૃત્તિ સતેજ રહેવાથી કુળમર્યાદા ત્યજી બુરૂં પગલું ભરવાનો વખત હાથ લાગે છે.

એ કુટેવવાળો દર્દી દવા કરાવા જાય છે ત્યારે આડી અવળી વાતો જણાવી શરમને લીધે પોતાનું ખરૂં દર્દ છુપાવે છે. જેથી દુખે પેટ અને આંખમાં દવા અંજાવે એવું થાય છે, અને એવું થાય એથી દર્દી તેમજ દવા કરનાર બન્ને આખર કશું ફળ મેળવી શકતા નથી.

એ કુટેવની અસર પોતપોતાની પ્રકૃતિપર આધાર રાખતી હોવાથી કેટલાંકને વર્ષોનાં વર્ષો લગી લાગટ હરતક્રિયા ચાલુ રાખવા છતાં વધારે ખરાબી થતી નથી. કેટલાંકને બેચાર છ માસ લગી એ કુટેવથી ઘણીજ હાનિ પહોંચે છે. અને કેટલાકને ફક્ત બે ચારવાર એ કુટેવ કરવાથીજ બૈરીની સોબત માટે તદ્દન નાલાયક થઇ પડવા જેવું ભયંકર પરિણામ હાથ લાગે છે. એટલે કે જેઓના સ્નાયુઓ વધારે અશક્ત હોય તેઓનાપર જલ્દી અને જબરો હુમલો થાયછે. અને થોડાક ગેરવ્યાજબી માર્ગે દોરાતાં આખી જીંદગીને માટે નકામા થઇ પડેછે.

એ કુટેવમાં અતિ લીન થવાથી તે માત્ર એક વખતના સ્ત્રી

---

સમાગમથી બેહોસ થાય છે, અથવા તો બે ચાર કલાકમાં મરણને શરણ પણ થઇ જાય છે.

**એ કુટેવવાળાને ઓળખવાની રીતી**—જે મુષ્ટિજાપ-હાથરસ કરતો હોય તેનું શરીર પીળું કે ફીકું પડી જાય છે. દુર્બળ હાડપિંજરવત્ બની રહે છે. બેડોળ દેખાય છે, આંખોમાં કુવા પડી જાય છે. આંખની કીકી ફેલાયેલી જણાય છે, તે વધારે વખત ઉભો રહી શકતો નથી, ને કોઇની સ્હામે એક ટકથી જોઇ શકતો નથી. તે શરમાઇ જાય છે, એકાંતમાં સારૂં લાગે તેવા સ્વભાવનો જણાય છે, ભૂલકણી પ્રકૃતનો બની જાય છે. કેડમાંથી વળી ગયેલ, ખુખુ કરતો, આળસુ બુદ્ધિહીન, અંગ રહી જવાના રોગથી પીડાતો, મંદાગ્નિનો હમેશાં પોકાર કરનારો, જવાની છતાં બુઢા જેવો, વિષયવાસનામાં હડકાયો, થોડા કામમાં પણ કંટાળો ખાનારો, કમીઅલ, ભ્રમિત ચિત્તવાળો, પોતાના હાથથી પોતે પગ ચાંપનારો શરીરની, મનની, વચનની અને આત્માની નિર્બળતા વાળો, આમાશય-સંધીવા-અંધારાં આવવાં-છાતીના રોગ-વાત કરતાંજ વીર્યપતન થવું અને નાકે સળ ઘાલવાવાળો તથા ચેતન્ય રહિત ઇત્યાદિ રોગો યુક્ત હોય છે.

**બીજી કુટેવ** સૃષ્ટિવિરૂદ્ધ કર્મ છે; તેનાથી પણ એવુંજ નઠારૂં પરિણામ આવે છે. માટે તેનો પણ ત્યાગ કરવો.

**ત્રીજી કુટવ અતિ વિષય વાસના છે.** એ રંગમાંજ રંગાઇ આબરૂ, આવરદા, આજીવિકા, આનંદનું સ્થાયિપણું અને જીવન-સાફલ્યતા સાથ ધર્મ સાધનને ગુમાવી અલેખે કરી રહેલ છે. તેઓ ખ-

---

દરેક જગોની દવા ખાઇ કંટાળી છેવટની મજલ માટે તૈયાર થયા હોય તેઓને પણ સુકસંજીવની ગુટિકા આસાનાં અંકુરો પેદા કરાવે છે.

વિત સૃષ્ટિની સંખ્યાનો હિસાબ બગાડવાજ અવતરેલા છે, એમ માનવાને ઘણાં કારણો મળે છે.

મનુષ્યમર્યાદા કરતાં વિષયવાસના વધારે પ્રબળ રાખવી એ બહુજ નુકસાનકર્તા છે. દરેક ચીજ હદમાં હોય ત્યાં લગીજ તે સુખાકારી, આનંદ આપનાર, જીવનબળ વધારનાર અને ધારેલી ધારણા પાર પાડનાર મનાય છે. ઘી, દૂધ, સાકર, જીવનબળ વધારનારી દવા અને મેવાઓ વગેરે પણ જો હદથી વધારે ખાવામાં આવે તોતેએ પણ લાભ આપવાને બદલે હાનિ હાજર કરે છે માટેજ **अति सर्वत्र वर्जयेत्**–સઘળું હદ ઉપરાંત કરવું છોડી દેવું એજ પરમ હિતકારી છે.

જેમ રાજા વગર પ્રજાની પાયમાલી થાય છે, તેમ વીર્ય વિના શરીરના તમામ અવયવો, ધાતુઓ અને તેમની સકળ ક્રિયાઓની પાયમાલી થઇ અંતે દેહનો અંત આવે છે.

**સ્ત્રી સમાગમ** આનંદને માટેજ નહીં; પણ સુંદર સુગુણશાળી પુત્રની પ્રાપ્તિ માટે કરવો એજ લાભદાયક છે.

**હદથી વધારે વિષયવાસના રાખવી** એટલે કે દરરોજ અને તે પણ એક બે ત્રણ વખત કરવું એ તદ્દન મ્હોંતનીજ નિશાની છે. અથવા તો બંધેજની દવાની મદદથી પુરૂષાતન બતાવવું એ પણ જીવનને બંધપાડી મ્હોંતનો દરવાજો ખુલ્લો કરવા જેવુંજ કામ છે.

નામાંકિત નર પેદા કરવાની ઇચ્છાવાળાએ વર્ષમાં એકજ વખત સમાગમ કરવો અને તેથી ઉતરતા નર માટે છ માસમાં એક વખત અને એથી પણ કનીષ્ટ ગુણવાળા પુત્રની ઇચ્છાવાળાએ ત્રણ મહીને–મહીને–પંદર દહાડે અને છેવટ આઠ દિવસે સમાગમ કરવો.

---

અતિ વિષયવાસનાથી સ્ત્રી કરતાં પુરૂષને વધારે હાનિ પહોંચવાને લીધે અમૂલ્ય જીંદગીનો તાકીદેજ અંત આવે છે. અતિ વિષય શોખીનને લાંબી જીંદગી ભોગવતો ક્યાંય જોયો નથી; કેમકે ક્ષય આદિ જીવલેણ રોગ તેની પાછળ લાગ્યાજ રહે છે એથી આખર લાચારી સાથ આ દુનિયાં છોડી પેલી દુનિયાની મુલાકાત લેવીજ પડે છે.

અતિ વિષયવાસનાને લીધે શરીરના સ્નાયુ નિર્બળ—ઢીલા થઇ જાય છે, દૃષ્ટિની મંદતા, પ્રમેહ, સ્વપ્નદોષ, તુરત વીર્ય સ્ખલિત થવું, બરડામાં પીડા, દમ, મગજની શૂન્યતા, કાળજામાં દર્દ, જબરા જુસ્સાવાળું અજીર્ણ, દુર્બળતા, ધારતી, વાંઝીઆપણું, નબળા બાંધાની સંતતીનું થવું અથવા ટુંકા આવરદાવાળી ઓલાદ થવી, ધાતુનું પાણી સમાન પાતળું થઇ જવું, બેડોળતા, ચ્હેરાપર ફિકાશ, આંખ્યોમાં ઘોળાશ, પ્રત્યેક કામમાં નિરૂત્સાહ, વાત કરવામાં કંટાળો, નિરંતર માથાનો દુખાવો, નજળો, શ્લેખમ, મૂત્રાશય,–આમાશય,–હોજરી–ગુર્દા–દિલ–છાતીનાં દર્દો અને યાદશક્તિનું કમી થવું વગેરે વગેરે થઇ આવેછે એથી છેવટ સ્મશાનમાં સાડા ત્રણ હાથ જગા પોતાની પથારી માટે કાયમ કરી લેવાય છે.

કુદરત કેરા કાયદા, તોડે જો જન તોજ;
સુખભર આ સંસારની, રતી ન માણે મોજ !

જ્યારે આવકનો રસ્તો એક પણ ન હોય અને જાવકના રસ્તા ખુલ્લા હોય છે ત્યારે વાંચનાર ! આપજ વિચાર કરો કે આખર દેવાળુંજ કહાડવાનો વખત આવે કે નહીં ?

---

જીવન સર્વથી મોઘામાં મોંઘું છે તેને આ સોંઘામાં સોંઘી સુકસંજીવની ગુટિકા પુરણ રીતે જાળવી રાખે છે.

હમેશાં પુરૂષના વીર્યકોષમાં ૮ તોલા વીર્ય સિલક ખાતે હોય છે, અને જે કંઇ ખાવાપીવામાં આવે તેનું ક્રમે કરી બનતું વીર્ય ૨૮ દિવસે તૈયાર થાય છે અને અહીં તો દરરોજ અથવા દિવસ રાતમાં બેચાર વખત બરબાદ પોતાના બળથી, દવાના જોરથી કે નિસાની મદદથી કર્યા કરે છે. તો પછી તે સિલકમાંથીજ વીર્ય ઓછું થતાં સિલક ખૂટે કે આવરદા પણ ખૂટે છે.

અતિ વિષયવાસનાથી સ્ત્રીને પણ સંતાન થતાં નથી. જેમ ખેતરને વારંવાર ખેડવામાં આવે અને પાક પકવવામાં આવે તો તેમાં મનમાનતા ખાતરની કાળજી રાખવી પડે છે, ખાતર ભર્યા વિના જમીન કસ આપી શકતીજ નથી. પણ જો જમીન વાવેતર વગર વર્ષ દિવસ કે છ માસ પડતર રહેલી હોય તો તેમાં ખાતર ભરવાની જરૂર રહેતી નથી; કેમકે તે કસદાર જમીન હોય છે. શેલડીનું વાવેતર જમીનનો કસ ચૂસી લે છે એથી તે ખેતર એક વર્ષ લગી પડતર રાખવામાં આવે છે તોજ તેમાં-પાછું વાવેતર કરવાથી સારો ઉતરી શકે છે; પણ જો ઉપરાચાપરી તેવી ચૂસાઇ ગએલા કસવાળી જમીનમાં વાવેતર કરી પાકનો લાભ મેળવવાની આશા રાખે તો તે મહેનત ફોકટ જાય છે પરતાપ છે અને આખર હાંસી થાય છે. તેમ ગર્ભાશયને માટે પણ સમજવું.

જે વર વહૂ બ્રહ્મચર્ય પાળે છે એટલે કે ૨૫ વર્ષ લગી પુરૂષ અને ૧૬ વર્ષ લગી સ્ત્રી આઠે પ્રકાર સહિત બ્રહ્મચર્ય પાલન કરેછે અને તે પછી પણ પંદરે દિવસે મહીને કે તેથી પણ વધારે મુદત લગી વિષય-વાસનાને આધીન થતાં નથી તે બ્રહ્મચર્યવંત ગણાય છે.

બ્રહ્મચર્યના આઠ પ્રકાર એ છે કે-સ્ત્રી પુરૂષને અને પુરૂષ સ્ત્રીને વાસનાયુક્ત યાદીમાં ન લાવે? સ્ત્રી પુરૂષના અને પુરૂષ-

સ્ત્રીના ગુણોનું લાગણી પૂર્વક વખાણ ન કરે. ૨, સ્ત્રી પુરૂષ સાથે અને પુરૂષ સ્ત્રી સાથે રમ્મત ગમ્મત ન કરે. ૩, સ્ત્રી પુરૂષને અને પુરૂષ સ્ત્રીને વિકારી દૃષ્ટિથી ન નિહાળે. ૪, સ્ત્રી પુરૂષની સાથે અને પુરૂષ સ્ત્રીની સાથે એકાંતમાં બેસી હરી છૂટ મેળવી વાતચીત ન કરે; કેમકે એકાંત એજ કામદેવની ઉત્પત્તિ કરનાર ખરો બાપ છે. ૫, સ્ત્રી પુરૂષસમાગમનો અને પુરૂષ સ્ત્રીસમાગમનો વિકારી સંકલ્પ ન કરે. ૬, સ્ત્રી પુરૂષને અને પુરૂષ સ્ત્રીને મળવાનો નિશ્ચય વાયદો ન કરે. ૭, અને સ્ત્રી પુરૂષ–શરીરનો અને પુરૂષ સ્ત્રી શરીરનો સ્પર્શ ન કરે. ૮

## વ્યભિચાર અને કુટેવોથી મળતો વારસો.

૧. તમારા વંશમાં કોઇને ક્ષય, ધાતુક્ષય, વાઇ, ઉન્માદ, નપું-સકપણું થયેલ જાણમાં છે? ૨. તમારી છુપા ભાગની નસો કમજોર છે? ૩. તમો નઠારી સોબતમાં પડવાથી હાથરસ સૃષ્ટિવિરૂદ્ધકર્મ વગેરે કુટેવના સંગી થયા છો? ૪. તમારાં માબાપ દાદાની વ્યભિચારમાં વિશેષ પ્રવૃત્તિ હતી? ૫. સમાગમ વખતે નિસાસા નાંખો છો? ૬. તમને કોઈ ગુપ્ત બીમારી છે? ૭. તમને સ્વપ્નમાં વીર્યપતન થવાનો રોગ લાગુ થયો છે? ૮ તમારાં માબાપે કુદરત-ના કાયદા વિરૂદ્ધ ચાલી કરેલી ગુન્હાની તમને શિક્ષા મળી છે? ૯. ઉંઘમાં પેશાબ થઈ જાય છે? ૧૦. વારંવાર બહુ પેશાબ ઉતરે છે? ૧૧. દસ્ત બરોબર સાફ આવતો નથી? ૧૨. તમને બરળ, ગોળાની બીમારી છે? ૧૩, ખરાબ લત અખ્તીઆર કરવાથીજ ગાલની હેઠ-ઠની આંખની અને ચ્હેરાની લાલી ઉડી ગઇ છે? ૧૪. તમારી છાતી જુસ્સા વિનાની છે? ૧૫. તમારૂં ભેજું કમજોર છે? ૧૬ તમારો વાંસો ફાટયા કરે છે? ૧૭ તમરા પગમાં તોડ, કળતર થાય છે?

૧૮. તમોને આંખ્યે અંધારાં આવે છે? ૧૯. તમારા સાંધા દુખે છે? ૨૦. તમારા પેટમાં ગબડાટ થયાજ કરે છે? ૨૧. અન્ન બરાબર પચતું નથી? ૨૨. અરૂચિ રહે છે? ૨૩. હાથે પગે ખાલી ચડી આવે છે? ૨૪. માથું ભમ્યા કરે છે? ૨૫ તમારી સ્ત્રી સારી ચાલતી નથી? ૨૬. શું તેને ગરમીનો રોગ લાગુ થયેલો છે? ૨૭. શું તમારાં માબાપ ગરમી જેવા ચેપી રોગનાં ઉપાસક હતાં? ૨૮ શું તમારો પેશાબ લાલ, સફેદ, ગંધાતો અને તેમાં તળે જામીજતા ધોળા પદાર્થ સહિત છે? ૨૯ તમારૂં માથું હમેશાં ગરમ રહે છે? ૩૦. પેશાબમાં કંઇ ગરમી–કડકતા જણાય છે? ૩૧. સુસ્તી વધારે રહે છે? ૩૨. ફિકરમાંજ મન ડુબ્યું રહે છે? ૩૨. સ્ત્રીથી બહુજ શરમાઓ છો? ૩૩. બરાબર ભૂખ લાગતી નથી? ૩૪ ઘડીએ ઘડીએ ગભરાઓ છો? ૩૫ તમારા ઢીંચણમાં અને પગ–પાટલીમાં ઉઠતે ચાલતે કટાકા વાગ્યા કરે છે? ૩૬. જમીન પર કે ઢીંચણે હાથ દઇને ઉઠાય છે? ૩૭. કેડે હાથ દઇ ચાલવું પડે છે? ૩૮. રાત પડે છે કે શોચવશ થવાય છે? ૩૯ તમારી સંતતી જીવતી નથી? ૪૦ તમારી સ્ત્રીને વારંવાર કસુવાવડ થાય છે? ૪૧. તમારાં બાળક કદરૂપાં નિસ્તેજ, રોગી, દુબળાં અને અક્કલહીન થાય છે? ૪૨. તમારી સ્ત્રી તમારા સંગથી નારાજ રહે છે? ૪૩. તમને નામર્દી આવવાનો ભય લાગ્યો છે? ૪૪ તમારૂં રોજિંદા પેટ ચડયુંજ–ફૂલ્યું જ રહે છે? ૪૫ તમને ખાટા તીખા કડવા ઓડકાર આવ્યા કરે છે? ૪૬. કોઇ પેટના દર્દથી પીડાઓ છો? ૪૭ વારંવાર પેચોટી ટળે છે? ૪૮ તમારૂં ખુન બગડી જતાં શરીર લૂખું ખુજલીવંત અને ખરસટ થયું છે? ૪૯. તમારા તમામ જ્ઞાનતંતુઓ નબળા પડયા છે? ૫૦ તમારી આંખ્યોમાં બળતરા થાય છે? ૫૧ તમને

મસાની બીમારી છે ? ૫૨ ખાધા પછી મૉલ આવે છે? ૫૩. તમારૂં લગ્ન ન્હાનપણમાં થયું હતું? ૫૪ શું તમારાથી તમારી સ્ત્રી ઉમરમાં મોટી અથવા તમારાથી કદાવર અને રૂપાળી વધારે છે ? ૫૫. કોઇ અંગતના વ્હાલા માણસનું મરણ થવાથી, ધનનું નુકશાન થવાથી કે રાજ્યભયથી શોક ચિંતા ભયને તાબે થયા છો ? ૫૬ તમોને દહાડે સ્ત્રીના રૂપ ગુણની વિચારણાઓની વાતો ઉપર બહુજ જંખના રહે છે ? ૫૭. તમને ખરાબ સ્વપ્નો આવે છે ? ૫૮. તમારા પગની રગો ઉભા રહેતાં કે ચાલતાં ખીંચાય છે કિંવા લમ્બુ ઢબ્બુ અવસ્થા વાળી રહે છે ? ૫૯. તમોને શૃંગારી પુસ્તકો–વિષય–વિકારી વાતો વધારે પ્રિય છે? ૬૦ તમારી સ્ત્રી નઠારી ચાલની છે ? ૬૧. તમોને દારૂ માંસપર વધારે ચોહ છે? ૬૨. તમારી સ્ત્રીને પ્રદરનો (ધોળી લાલ ધાતુ જવાનો) રોગ છે ? ૬૩. તેણીને પૂરા મહીને અટકાવ આવે છે? ૬૪. તેણીને કસુવાવડની ટેવ પડી છે? ૬૫. તમો બેઉ માણસ જીભ્હા–સ્વાદમાં સપડાયલાં છો? ૬૬. તેણીને અટકાવ આવતાં પહેલાં કે અટકાવમાં પેડુ કે પેટમાં પીડા થાય છે? ૬૭. તમારી સ્ત્રી કે તમો વધારે ગુસ્સાબાજ છો ? ૬૮. તમોને કપટ–પ્રપંચ વધારે વ્હાલાં છે? ૬૯. તમને પરસ્ત્રી કે પરપુરૂષનો વધારે રંગ લાગેલ છે ? ૭૦. તમારા બાપ દાદા યા દાદી વગેરેને ઉપદંશ, મસા, સંધીવા, રતવા, ભગંદર, દીવાનાપણું, હીસ્ટીરીઆ, અંગમાં ખોડખાંપણ, નબળાઇ વગેરે દર્દો થયેલાં હતાં ? ૭૧. તમો જવાન યોધા જેવા છતાં ડોસા જેવા કેડ ભાંગલા, બેસી ગયેલા ગાલ, ઉંડી ઉતરેલી ધોળી આંખ, અકકલની તંગાસ, લબડતી ચાંમડી, ઉત્સાહ રહિત, નિસાસા સહિત નિર્માલ્ય, કેમ થયા જણાઓ છો ? ૭૨. શું તમારાપર રળવાનો કે કામનો હદ ઉપરાંત બોજો

આવી પડેલો છે? ૭૩. પુષ્ટિવાળા ખોરાકની ગેરહાજરી છતાં વિદ્યા કળાનો અને વિલાસનો હદથી જ્યાદે અભ્યાસ રાખો છો ? ૭૪ ૭૫. પોતાની કરેલી મૂર્ખાઇ, કાળાં ધોળાં કૃત્યો કે જીંદગીની કરેલી ખરાબી તમોને હવે સતાવ્યા કરે છે?

વારસામાં આવી તરેહના સ્વાલો પૂછાય છે. તે વખતે ઘણું નીચું જોવું પડે છે, પણ ખરી વાતો જણાવ્યા વિના છુટકો થાતોજ નથી ? કેમકે વૈદ્ય અગાડી દર્દ, દાઇયાણી અગાડી પેટ, અને ધર્મગુરૂ અગાડી મનનાં પાપ કહ્યા વિના શી રીતે તેનાથી મુક્ત થવાય?

વાંચનાર! નબળાઇ–ધાતુ બિગાડ કે તેને લગતી નુંકશાનીઓ, ઉપર બતાવેલા સ્વાલોવાળાં ચિન્હો ને દર્દો પેદા કરે છે. માટે તે ધ્યાનમાં રાખી વર્ત્તવામાં આવે તો કદી ધાતુ બગડતીજ નથી અને વૈદ્યને ઘેર જવું પડતુંજ નથી.

આળસ એજ આપણો શત્રુ છે, આળસ એજ ખાનાખરાબીનું પહેલું પગથિયું છે. આળસ એજ મેલડીનો વળગાડ છે, આળસ એજ ઉન્નતિને ખોદી કહાડનાર કોદાળી રૂપ છે, આળસ એજ સુખનું સત્યાનાશ વાળનાર છે, અને આળસ એજ ગુણો–હુનરો વગેરે શીખતાં અટકાવવાની મનાચીઠ્ઠી છે, અને આળસ એજ ઉભય જન્મ ભ્રષ્ટ કરવાનું સબળ સાધન છે. માટે આળસ તજો. ઉદ્યમને ભજો! નસીબ પર આધાર રાખી બેસી ન રહો! નસીબ ઉદ્યમ વિના મદદ આપનારજ નથી એવો ચોકસ નિશ્ચય કરો! નસીબના નામનાં રોદડાં આળસુઓજ રોયા કરે છે, પણ ઉદ્યમી નસીબને ખિલતું જતુંજ જોયા કરે છે! આજ કરીશું–કાલ કરીશું–હજુ કાંઈ હરકત જેવું નથી–વગેરે આળસનો આસરો લઈ બોલો છો તે તુરત્ત બંધ પાડો! કાલ જે કરવું હોય તે આજ કરી દ્યો! અને ઘડી

પછી કરવું હોય તે હમણુંાંજ કરી લ્યો; કેમકે જે તક જાય છે તેજ તમારી છે; પણ તે તક છેક છટકી ગઈ તો પછી ફરી મળનારજ નથી. દવાઓ તૈયાર છે, વૈદ્યો તૈયાર છે અને સમય પણ મૌજૂદ હોવા છતાં હવે કોની વાટ જોવી ? રોગ ચાંપતાં પગલાં તમારી રહામે ભરી રહેલ છે, જીંદગી પાણીના રેલાની પેઠે ચાલી જાય છે, મનસૂબા સર સુબા સમાન કર્યેજ જાઓ છો અને મ્હોત નજીક આવતું જાય છે, માટેજ વેળાસર ચેતો ! પાણી આવ્યા પહેલાં પાળ બાંધો. લુંટાયા પ્હેલાં ચોકીદારોની મદદ લ્યો અને દીવો ગુલ થયા અગાઉ પૂરતું તેલ પૂરી તેને ઝગમગતો બનાવો !

તમો કદાચ પ્રશ્ન કરશો કે વીર્ય-શુક્ર-ધાતુરૂપી તેલ વડે પ્રકાશ પામતી શરીર રૂપી દીવટ સહિત જીવનરૂપ જગમગતી રોશની હમેશાં જેવી ને તેવી રાખવા માટે તમારી પાસે કોઈ ચમત્કારિક દવા છે? તો તેના ઉત્તરમાં અમો પ્રતિજ્ઞા પૂર્વક વિશ્વાસ આપી કહીશું કે, અમારી પાસે

"શુક્રસંજીવની-ગુટિકા-"

એટલે કે શુક્ર (વીર્ય) ને સંજીવન (સજીવ) કરનારી કે સંજીવન રાખનારી ગોળી છે અને એ ગોળી અત્યાર લગણ જે વર્ણવી ગયા અર્થાત્ નબળાઇ, ધાતુનું પાતળાપણું, હસ્તકર્મ દોષ, સ્વપ્નદોષ, શીઘ્રવીર્ય-પતન, બરડાનું ફાટવું, અંગનું તૂટવું, મગજની કમજોરી, હોજરીનો બિગાડ, લોહી-વિકાર, દુર્બળતા શરીરનું લૂખાપણું, ચ્હેરાપરની ફીકાશ, શ્વાસનું ચડવું, થોડી મહેનતે વધારે થાક જણાવો, કામ કરવાપરનો કંટાળો; નિરૂત્સાહ, પ્રદર, ગર્ભાશયની બીમારી, વાંઝીયાપણાના દોષ, અતિ વિષય વડે થતી હાનિયો અને અશક્તિને લગતાં એકંદરે તમામ દર્દો, જો નિયમથી સેવન કરે તો તે દર્દોને જડમૂળમાંથી અમારા ઔષધાલયમાં બનતી.

## શુક્રસંજીવન-ગુટિકા-

ઉખેડીજ નાખે છે. નવી રોશની, નવી જીંદગી, નવી ખુબી અને નવીન મજા આપી આનંદમાં લીન રાખે છે, તથા ધાતુને લગતી તમામ બાજીને સુધારી પોતાનું ખરૂં દૈવત દાખે છે.

આ દુનિયામાં દર્દી ગણાઇને, સ્ત્રીઓનો અનાદર સાંખીને, નામર્દ-વાંઝીઆ લેખાઇને, અને પુરૂષાર્થ કર્યા વિના મુવે આંકડે જીવીને ફરવું એ કરતાં તો મરવું લાખગણે દરજ્જે બહેતર છે.

શરીરમાં લોહી અને વીર્ય એ બેની છત હોય તો સાજાતાજા રહેવાય છે; માટે એ બેઉ સારાં અને છલાછલ રાખવા **શુક્રસંજીવની ગુટિકા** ખાસ વાપરવા લાયકજ છે.

## શુક્રસંજીવની ગોળી-

કવિયો, લેખકો, વકીલો, બેરીસ્ટરો, મહેતાજીઓ, વિદ્યાર્થીઓ, ભાષણકારો, અમલદારો અને તલાટીઓ તથા મગજમારીનાં કામ કરનારાઓને માટે ઘણીજ ગુણકારી છે, કેમકે, એ જ્ઞાનતંતુઓની નબળાઇ દૂર કરી (જ્ઞાનતંતુઓને) બળવાન બનાવે છે.

## શુક્રસંજીવની ગોળી-

જડિયા, ચિતણીઆ, નકશી કામ કરનારા, ચીતારા, લૈયા, જરદોસી કામ કરનારા, ભરનારા, ગુંથનારા, દરજી, મોચી, સુતાર, સલાટ, કડિયા, રસોઇયા, જોસી, ડોસી, અને બારીક કામ કરનારાઓને બહુજ સારી મદદ આપે છે; કેમકે આંખ્યોને તમામ દર્દોથી દૂર રાખી રોશનીદાર બનાવે છે અને આંખ્યોને ગુપ્તિ આપે છે.

## શુક્રસજીવની ગોળી-

કાન, નાક, મ્હોં વગેરેમાં થતાં દર્દો, ભગંદર, મસા, વાઇ, વાયુ, વાયુથી થનારા વાતરોગો, હીસ્ટીરિયા, રતાંધળાપણું, પેટનાં દર્દો,

અરળ, કાળજાનાં-છાતીનાં દર્દો, ખસ-ખુજલી વગેરે રક્તવિકારનાં દર્દો, ઉપદંશ, વિસ્ફોટક વગેરેથી થએલી હાનિ, અને મનની મગજની તથા વચનની નબળાઇ આદિને સારી રીતે સુધારી શકે છે.

## શુક્રસજીવની ગોળી-

જૂના રોગોને આગળ વધવા દેતી નથી, હોય તે રોગોની જડ ઉખેડવા તૈયાર રહે છે અને નવા રોગોને થવા દેતી નથી, તેમજ ભૂખ લગાડે છે, રૂચિ પેદા કરે છે, ખોરાક પચાવે છે, દસ્ત સાફ લાવે છે, મનને ખુશાલી સાથ ચંચળતા આપે છે, નિદ્રા લાવે છે, અને હઠીલાં દર્દોને હઠાવી હિમ્મતદાર બનાવે છે.

## શુક્રસજીવની ગોળી-

સ્ત્રીઓના અટકાવ સંબંધી રોગ, વાંઝીઆપણા થવાનાં કારણ, ધાતનું વહેવું, ગર્ભાશયની નબળાઇ, મૂત્રાશયની બીમારી અને કસુવાવડ-ગર્ભનું ગળવું વગેરેને બંધ પાડે છે. તેમજ પ્રસવ સમય પછીની ધાવણની અવસ્થા પછીની થએલી કમજોરી અને ફીકાસ દૂર કરે છે.

## શુક્રસજીવની ગોળી-

બાળકોને તન્દુરસ્ત રાખે છે, શરીર રૂષ્ટ પુષ્ટ બનાવે છે, તેમની યાદશક્તિ વધારી ભણુવામાં ને હુન્નરમાં મન લગાડે છે, દિલને તાકત આપે છે. અને તેમને નિડર, તેજ મિજાજનાં બનાવી મજબૂત મનનાં કરે છે.

## શુક્રસંજીવની—ગુટિકા.

બેશક વીર્ય અને શકિતને વધારી તાકીદે ઘણા રોગોનો અંત લાવે છે, છતાં કોઇ સાબિત કરી બતાવશે કે-આ

**ગોળીઓમાં વીર્ય અને શકિત વધારવાનો ગુણ નથી તો તેને રૂ. ૧૦૧ નું ઇનામ આપીશું.**

સાહેબો—આ ગોળીઓ ખાવાથી મરદોને નામર્દાઇ-કમજોરી-અશક્તિના વખતમાં શક્તિને વધારી વીર્યને સુધારી વધારી આનંદ આપે છે. નસોની, શરીરની તથા મગજની **નબળાઈ દુર કરે છે.** બાલ્યાવસ્થામાં વિદ્યા હુન્નર મેળવવાની, જુવાનીમાં ધન પેદા કરવાની તથા સંસારસુખ મેળવવાની અને વૃદ્ધાવસ્થામાં પ્રભુભજન, પરોપકાર કરવામાં તત્પર રહેવાની શક્તિ આપે છે. નાશ પામેલી મર્દાઈથી લાસ થઇ પડનારા દર્દીઓને મર્દામી આપી **જવાંમર્દ બનાવે છે.** સ્ત્રીઓને સંતતીનું સુખ બક્ષે છે, તેમજ તેમના ધાતુવિકારનાં દર્દોનો નાશ કરી **ખુબસુરતી** વધારી ગર્ભાશયને **નિરોગી** બનાવે છે, અને ગર્ભનું પોષણ કરી **હૃષ્ટપુષ્ટ** બનાવ્યા સાથ નિર્વિઘ્નપણે બાળકને જન્મ અપાવી **ચહેરાને ગુલાબી બનાવી ઉત્સાહી કરે છે.**

**યાદ રાખવાની જરૂર છે કે—શુક્રસંજીવની ગુટિકા—ગોળી પુરૂષત્વ પ્રાપ્ત કરવામાં સારામં સારૂં ઔષધ છે. નિરાશ થએલા મનુષ્યોની આશા સફળ કરવા કલ્પવૃક્ષ તથા અ-મૃતનો ઓઘ છે અને સંસારનો ફેરો સુખાકારી બનાવવામાં એક મહાત્માના આશીર્વાદ સ્વરૂપ છે. તેમજ—**

સુસ્તી, શિથિલપણું, કમરનો દુખાવો, મગજનું કળતર, કફ, દમ, અજીર્ણ, ચસ્કા, વારંવાર થતો પેશાબ, હદથી વધારે થતો પેશાબ, પેશાબ સાથે ધાતુનું પડવું, ઉંઘમાં પેશાબ થવો, ધાતુક્ષય, ક્ષય, ખાંસી, દરેક વિકારનો ધાતુશ્રાવ, ધનુર્વાયુ, કરમિયા, વાયુગોળો, પિ-

ઝાડામળી, માથાની પીડા, સોજા, જાથુની બદહજમી, આંતરડાંની કમજોરી, ઝાડાની કબજીઅત, શરીર ને છાતીમાં થતો દાહ, સંગ્રહણી, પેટનું ચડવું, ખારા, તીખા, અને ગંધાતા ઓડકારનું આવવું, ચૂંક હેડકી, લાંબા વખતનો મરડો, આમવા, અતિસાર, પેટની પીડા, ખોરાક લીધા પછી થતી ઉલટી, ઉર્દ્ધવાયુ, ચુંથારો, વેણુચુંટા, સફેરાનાં દર્દો, આંબળ, હરસ, આંખની કમજોરી, સંધીવા, જુનો પ્રમેહ, દુર્બળતા, વગેરે વગેરે દર્દોનો આ શુક્રસંજીવની ગુટિકા એકદમ નાશ કરી સદા નિરોગી રાખે છે, કાન્તી વધારે છે, ચાલાકી બક્ષે છે, હીંમતેબહાદુર બનાવે છે, અને મનની મુરાદમાં ફતેહ આપે છે, તથા ન ઉછરતાં બાળકોને ઉછેરવામાં ઉમદા મદદ આપે છે.

આમ હોવાને લીધે આ ગોળીઓ બાળકોને, જુવાનોને, બુઢ્ઢાઓને, સ્ત્રીઓને, રોગીઓને, નિરોગિઓને, ભોગીઓને, જોગીઓને, અને વિયોગીઓને એમ સર્વને ખાવા લાયક છે, કેમકે રોગીના રોગ મટાડે છે અને નિરોગીને મનમાનતી મોજ આપે છે. છતાં ગોળી ૧૫૦ ની ડબ્બીની કીમત રૂ. ૨–૮–૦ જ છે. બસ વાપરી ખાત્રી કરી તેનો આનંદ મેળવો એટલે આનંદ, આનંદ.

આરોગ્યવર્દ્ધક ઔષધાલયનાં પૂર્ણ વિશ્વાસપાત્ર.

# અકસીર ઔષધો.

### કામેશ્વરરસ વા કામોદ્દીપક ગુટિકા

આ ગુટિકા આયુષ્યને ટકાવી રાખનાર, ધાતુઓને ઘણી ઝડપથી વધારનાર, તથા સન્નિપાત, પ્રમેહ, પેટના રોગ, ગડગુંબડ, ઝેર, કૃમી, કોઢ અને રક્તવિકાર વગેરેને દૂર કરનાર, શરીરને હૃષ્ટપુષ્ટ કરી સુદરતા બક્ષનાર, જુવાનીનું જોમ કાયમ રાખનાર અને આનંદ આપનાર છે તેમજ બળ, કાંતિ, નિરોગતા, ઉત્સાહ; ખરો જુસ્સો. અને આનંદ એઓને વધારનાર છે. કામદેવની લીલા બતાવનાર છે, અને કશું પણ નુકસાન કર્યા વિના અકાળ મરણના ભયથી દૂર રાખી હમેશાં અમન ચમનમાં મશગુલ રાખનાર છે. **ગોળી ૧૧૦ ની ડબ્બી એક કીંમત રૂ ૧૦-૦-૦**

### તાજુબી યોગ્ય તિલો.

આ તિલાનો માલેશ કરવાથી છુપા ભાગની રગો નરમ પડેલી હોય તે ફરી ટટાર થાય છે. અને જરૂર વખતે અત્યંત આનંદ મળતાં સંસારનો લ્હાવ લેવામાં ફતેહ મેળવાય છે. **કીં. ાા તોલાની શીશીનો રૂ. ૧-૦-૦.**

### શુક્રસ્થંભનગુટિ.

આ ગોળીઓ સમાગમ વખતે જલ્દીથી સ્ખલિત થનારને માટે અકસીર ઉપાય છે તેમજ સ્રી પુરૂષ બેઉને આનંદ આપે છે, એટલુંજ નહીં પણ બંધેજની દવાથી જે નુકસાન થાય છે તે આ

દવાથી બિલકુલ ન થતાં ઉલટી તાકતને વધારી મોજ આપે છે. **કીં. ગોળી ૧૨ ની ડબ્બી ૧ નો રૂ. ૧-૦-૦**

## પુષ્ટિપ્રદાયક ચુર્ણ.

કોઈ પણ કારણને લઇ ધાતુઓ નબળી પડી જતાં કમતાકત વધી પડી માણસ નકામું થઈ પડે છે, એટલે કે છુપા ભાગમાંથી ચીકણું પાણી આવે છે, પેશાબમાં ધાત જાય છે, પાતળી પડી જાય છે, બગલમાં મ્હોંમાં કે દસ્તમાં ધાત જતી હોય છે તે અને સ્વપ્ન-વિકારથી વીર્યસ્ખલિત થતું હોય છે તે સઘળા રોગો કે, એમાંનો કોઇ પણ એક રોગ થવાથી વીર્ય પાણી જેવું થઇ જતાં સંસારનું સુખ ન મળતાં ફક્ત કંટાળોજ ભેટે છે. તેવા દર્દીઓએ શુક્રસંજીવ-નીની સાથે આ ચૂર્ણ વાપરવાથી તે બેહદ તાકત આપી વીર્યને ઘટ્ટ બનાવી શરીરમાં નવી જુવાની બક્ષે છે અને વીર્યનો ટકાવ કરી સંસારને મીઠો બનાવે છે. **કીંમત ડબ્બી ૧ નો રૂ. ૧-૦-૦**

## ચંદ્રપ્રભા ગુટિકા.

આ ગોળી, જેમ ચંદ્રમાની ચાંદની ગરમીથી પીડાતા મનુષ્યને શીતળતા બક્ષે છે, તેમ પ્રમેહના દર્દીને બળતરાથી અને તે દર્દથી મુકત કરી શીતળતા બક્ષે છે. મતલબ એજ કે આ ગોળી પચીસ જાતના પ્રમેહ પૈકી સાધ્ય પ્રમેહોને સારી પેઠે મટાડી ધાતુને મજબુત કરી શરીરને તાક્ત આપી હૃષ્ટપુષ્ટ બનાવે છે. તે શિવાય મૂત્રકૃછ્, મૂત્ર-ઘાત, અતિસાર, સંગ્રહણી, ક્ષય, ભગંદર, કમળો, પાંડુ અને મંદા-ગ્નિને જડમૂળમાંથી ઉખેડી નાખી જઠરાગ્નિને સતેજ કરે છે. વીર્યને વધારે છે. પેટનાં દર્દોને નાબુદ કરે છે, લોહી સુધારે છે, વિલાસની મોજ બક્ષે છે, અને બીજાં પણ કેટલાંક મરજોને મટાડી વિમળ કાંતિ આપે છે. **ગોળી ૪૮ ની ડબ્બીના રૂ. ૨-૮-૦ છે.**

૧૦૧ રૂપિયાના ઇનામ વાળી

## જ્વરહર—ગુટિકા.

**( દરેક જાતના તાવોનો નાશ કરનારી અકસીર ગોળિયો. )**

**ફાયદો ન થાય તો પૈસા પાછા. ખાસ પરેજી કશી નથી.**

મતલબ કે કોઇ પણ જાતનો, એટલે કે–રોજિંદો, એકાંતરિયો ચોથિયો, ઉન્હો, ટાઢિયો અને ચાલુ જમાનાના નવી નવી જાતના ઉડના ચેપી તાવ આ ગોળીઓથી ન ઉતરે તો લીધેલા પૈસા પાછા આપિશું, અથવા કોઇ શખ્સ એવી સાબેતી આપશે કે વૈદ્ય જાફરભાઇ જીવણભાઇની જ્વરહરગુટિકા ખાધા છતાં ચોથિયો તાવ નથી જતો તો **તેને ૧૦૧ રૂપિઆનું ઈનામ આપીશું.**

**આ જ્વરહર ગુટિકા–તાવને મટાડનારી ગોળીઓ.**

દરેક જાતના **તાવનો નાશ કરે** છે. તાવ આવવાનાં લક્ષણો માલમ પડે તે વખતે આ ગોળી ખાવાથી તાવનાં ચિન્હ દૂર થઇ આવતા તાવને અટકાવે છે. તાવ હોય ત્યારે ખાવાથી તાવને ઉતારે છે અને તાવ ઉતર્યા પછી ખાવાથી તાવને ફરી આવવા દેતીજ નથી. એટલુંજ નહીં પણ તાવને બંધ પાડી **તાકત આપે છે. ભુખ લગાડી ખોરાકને પચાવે છે અને મન તનમાં ચંચળાઈ વધારે છે. ગોળી ૬૪ ની ડબ્બીની કિંમત રૂ. ૧–૦–૦**

## પરમિયાની અકસીર દવા.

આ દવા તમામ જાતના પરમિયાને મટાડે છે, તેમજ ઈંદ્રીમાં થતી બળતરા અને ચાલતું પરૂ (રસી) બંધ કરે છે, ઇંદ્રિનો સોજો ઉતારે છે, ટીપે ટીપે આવતા પેશાબને સાફ લાવે છે, કળતર તથા પેડુનો દુખાવો મટાડે છે, ઇંદ્રિના નીચેની રગમાં થતી પીડાને તરત

અટકાવે છે, તેમજ પરમિયાથી પાતળી પડેલી ધાતુને મજબુત કરી (ધાતુને) વધારી શક્તિ આપે છે અને સાંધાનો દુખાવો મટાડે છે. ટુંકામાં પરમિયા અને પરમિયાથી થએલ દરદોનો નાશ કરે છે. **ડબ્બી ૧ માં ગોળી ૧૬ મોટી લાલ રંગની તથા ગોળી ૮ સફેદ રંગની અને પ્રવાહી દવાની શીશી એક મળી ડબ્બી ૧ ની કીંમત રૂ. ૨-૦-૦**

## અતિસાર રોધકવટી.

(ઝાડા–દસ્ત–અતિસારની અકસીર દવા.)

ગમે તે જાતની ઝાડાની બીમારીને ઘણુાજ ટુંક અરસામાં બંધ પાડી શરીરને સાજું તાજું બનાવવામાં આ ગોળી વન નંબર છે. તેમજ દસ્તમાં પડતું પરૂ કે લોહી અગર તે સાથે થતી પીડા વગેરે તમામને બંધ પાડે છે, અને ભુંગળી વાટે જતા પાણી જેવા ઝાડાને પણ રોકી પાચનક્રિયાને સુધારી ભૂખને ઉઘાડે છે. છતાં **૪૦ ગોળીઓની ૧ ડબ્બીનો રૂ. ૧-૦-૦ છે.**

## ખાંસીની ચમત્કારિક ગોળીઓ.

આ ગોળીઓ એવી તો ચમત્કારી છે કે ગમે તેવી ખાંસીથી કંટાળો આવતો હોય એટલે કે મોઢું ન મળવા દેતી હોય, પણ આ ગોળી મોઢામાં રાખવાથી તુરતજ અડધી મીનીટની અંદર ખાંસીને બંધ કરે છે. આ ગોળિયો થતી તાજી ઉધરસનો તો ત્રણ કલાકમાંજ નાશ કરે છે, અને વધારે વખત ખાવાથી ક્ષય જેવાની ખાંસી, અને છાતીમાં થતાં કફનાં તમામ દર્દોને દૂર કરી આનંદ આપે છે. **ગોળી ૬૪ ની ડબ્બીની કીંમત રૂ. ૧-૦-૦**

## નયનાંમૃત.

આ સાચાં મોતી સાથે તૈયાર કરેલો શોધેલા સીસાનો સુરમો

ખાસ વાપરવા લાયકજ છે; કેમકે રોગી નિરોગી એ બેઉને અત્યંત ઉપયોગી છે. કારણકે દરેક માણસના સમજવામાંજ છે કે આખા અંગમાં આંખ એજ અધિક અગત્યનો અવયવ છે (એ કોઇથી અજાણ્યું નથી.) માટેજ એ આંખ્યોને સદા નિર્મળ રાખનાર હોવાથી આ અંજન ઘણુંજ કીંમતી છે. આ અંજન આંખ્યોમાં આવતી ચળ, પીઆ, બળતરા, ખટકો, પડળ, ધુંધ, છાયા-છારી, થતું ફુલું, થતો મોતિઓ, ઝામર, ખીલ, રાતાશ, પાણીનું ઝરવું, પરવાળાં, આંખ્યોમાં થતું કળતર, વેલવધવી, પદાર્થ દેખવામાં થતો ભ્રમ અને મંદ દૃષ્ટિ એ બધા રોગોને મટાડી આંખ્યોને સ્વચ્છ તેજસ્વી બનાવી દેછે. ભીની હવાથી ખરાબ થતી કે ખરાબ થનારી આંખ્યોની પીડા ઝડપથી બંધે પાડી તથા તાપ તડકાના તેજને ન સહન કરનારી દૃષ્ટિને તેજસહન શક્તિ આપી મનોહર બનાવે છે. માટે ભણનાર, વાંચનાર, લખનાર ચિત્ર નકસી-કોતર વગેરે ઝીણાં કામ કરનાર, ભરત ભરનાર, ગુંથનાર સીવનાર, બારીક ઘાટ ઘડનાર, ધુમાડામાં રહેનાર, અગ્નિ પાસે રહેનાર છાપખાનામાં-મીલોમાં કામ કરનાર અને ગ્યાસએન્જીનની પાસે રહેનાર એ બધાને આ અંજન અમૃત સમાન આનંદ આપનાર છે. એટલે કે આ અંજન આંજવાથી બારીકમાં બારીક કામ કરી શકાય છે; છતાં આંખ્યો કંટાળો ખાતી નથી. માટેજ અમો ભલાની ખાતર ભલામણ કરિયે છિએ કે જો જીવતાં લગી જેને પોતાની આંખ્યો નિરોગી નિર્મળ તેજદાર રાખવી હોય તો આ અંજનનોજ હમેશાં ઉપયોગ કરવો. અનુક્રમે એક રૂપિયાથી પાંચ રૂપીયા સુધીનો તોલો મળે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| નંબર | ૧ લો. | તોલા ૧ ની | શીશીની | કીમત | રૂ. ૫-૦-૦ |
| ,, | ૨ જો. | ,, | ,, | ,, | રૂ. ૪-૦-૦ |
| ,, | ૩ જો. | ,, | ,, | ,, | રૂ. ૩-૦-૦ |
| ,, | ૪ થો. | ,, | ,, | ,, | રૂ. ૨-૦-૦ |
| ,, | ૫ મો. | ,, | ,, | ,, | રૂ. ૧-૦-૦ |

## નેત્રાંજન.

ગમે તેવી આંખ્યો દુખવા આવી હોય તો પણ આ અંજનથી પહેલેજ દિવસે આરામ મળે છે, અને ત્રણ દિવસમાં તો આંખ્યો નિરોગી અને સુંદર થાય છે તથા ફરી તેવાં કારણોથી આંખ ઉભરાતી નથી. કીં. રૂ. ૦-૫-૦

## શ્વાસનાશક ચુર્ણ.

આ ચૂર્ણ ખાવાથી દમ ચડવાનો રોગ કે જે માણસને પાર વગરનો કંટાળો આપે છે અને ચાલવા બોલવા અને કામ કરવામાં ભારે મુંઝવણ કરાવે છે; તે દમનો રોગ તથા ક્ષય અને ક્ષયના જેવી ભયંકર ઉધરસ દમ સહિત હોય તો તેનો પણ એકદમ નાશ કરે છે. ડબ્બી ૧ ની કીંમત. રૂ. ૨-૮-૦

## શ્વાસકુઠાર રસ.

આ દવા પણ તમામ પ્રકારના દમની અને શ્વાસાવરોધ સંબંધની પીડાનો તાકીદે નાશ કરે છે. ડબ્બી ૧ ની કીંમત રૂ. ૧-૪-૦

## સુવર્ણસુંદર રસ.

( લોહી સુધારવા તથા વધારવા માટેની અકસીર દવા. )

આ દવા લોહીબિગાડથી કિંવા ગરમીથી થતાં અગર થયેલાં દર્દો જેવાં કે ઉપદંશ (ચાંદી), વિસ્ફોટક, લુખસ, ખસ, ખરજવું, દાદર, ગડગુંબડ, બદ, બાબલાઇ, પત અને ચાંમડીનાં દર્દો વગેરે વગેરેનો નાશ કરી ચામડીને સુંવાળી બનાને છે, લોહીને સુધારી વધારે છે, શરીરને રંગી અને ચ્હેરો ગુલાબી બનાવે છે, અતે લોહીને સાફ કરી યોગ્ય ગતિ આપે છે. આ દેશી સારસા પારિલા છે. પડીકાં ૮ ના ૧ પડીકાની કીંમત રૂ. ૧-૦-૦

## અનુભુત મલમ.

દરેક જાતના ઘા, જખમ, ગડગુંબડ, ચાંદી, નારાં, સડો, ગંભીર-કીડીનઘરૂં, કંઠમાળ, પાઠાં વગેરેને બંધ પાડી જલ્દીથી ભોંય લાવે છે. તેમજ બદ, બાંબલાઈ, ટાંકી, ખસ અને એવાંજ બીજા ભયંકર ચાંદાંઓને પણ દૂર કરે છે. ભરનીગળને મટાડે છે. નાસૂરને બંધ પાડે છે. લૂખસનો નશ કરે છે અને ઘણીજ ઝડપથી આરામ બક્ષે છે. કીંમત ડબ્બી ૧ નો રૂ. ૧-૦-૦

## અર્શ—મસાની અકસીર દવા.

વાદી અને ખૂની એ બેઉ જાતના ગુદાના મસાની પીડા આ દવાથી નિર્મૂળ થાય છે અને એથી ફરી ભરાઇ કે પીડા કરી હરકત કરવાના ઉપદ્રવો બિલકુલ બંધ પડી જાય છે. ગોળી ૩૨ ની ડબ્બી ૧ નો રૂ. ૧-૮-૦

## મૃગીવારક ચુર્ણ.

( વાઇ-ફેફરૂં મટાડવાની અકસીર દવા. )

વાઇનું દર્દ ઘણુંજ ભયંકર હોય છે અને માણસનું કેવા સંયોગમાં મરણ નિપજાવશે તે પણ કળી શકવામાં આવતું નથી; કેમકે ગમે તે વખતે બેભાન કરી અંગ ઉપાંગોને ખીંચતાણ કરાવી કોઇ વખત મ્હોંડે ફીણ લાવી કુવામાં અગ્નિમાં કે ખાડમાં ઝોંકી દે છે; પરંતુ આ દવાના સેવનથી એ દર્દ નાશ પામે છે. ડબ્બી ૧ ની કીમત રૂ. ૧-૧૨-૦

## વિજયાદિ રસ.

આ રસ અનેક પ્રકારનાં દર્દોનો નાશ કરે છે એટલે કે પ્લેગ, મુંઝારો, ત્રિદોષ, સ્વરભંગ, કૃમિ, મળબદ્ધતા, ઉદરરોગ, સોજો, પ્રમેહ, કોઢ, ખાંસી, દમ, આંબળનું નિકળવું, અર્શ (મસા), આફરો, ઉલટી

શોષ, ડીક, હીચકી, ખરજ, શૂળ, બરળ, યકૃત, (કાળજાનો વ્યાધિ) સંગ્રહણી, પથરી, મૂત્રઘાત, મૂત્રકૃચ્છ, અને કમળો તથા લોહીવીકાર ઇત્યાદિ ઈત્યાદિ દરદોને મટાડી શરીરને નિરોગી હૃષ્ટપુષ્ટ બનાવે છે. બચ્ચાને આ દવાથી વરાધ, વાવળી, ભાર, ઉધરસ, ઉટાંટીઓ, રતવા વગેરે થતાં નથી, ( અને થયેલાં મટી જાય છે. ) તેમજ ઝામરવા, માથાનો દુઃખાવો, માથ નું શૂળ, આધાશીશી, નેત્રમાં રહેતી ગરમી, પિત્તકમળી પાંડુ, અજીર્ણ અને અજીર્ણને લગતાં દર્દો યોગ્યમાત્રા અને યોગ્ય વિધિ સાથે આ રસના સેવનથી નાશ થાય છે. **કીમત ડબ્બી ૧ નો રૂ. ૧-૦-૦**

## સુકિર્તીરસવટી.

આ ગોળી ત્રિદોષ, સન્નિપાત, મુંઝારો મટાડવામાં રામના બાણ જેવી અકસીર છે. **ગોળી ૪૦ની ડબ્બી ૧ નો કીંમત રૂ. ૧-૦-૦**

## ગર્ભપાળગુટિકા.

આ ગોળીના સેવનથી ગર્ભવતી સ્ત્રીઓનો તમામ જાતનો કંટાળો એટલે કે ગર્ભ સંબંધીના રોગથી થતી પીડા દૂર થઇ ગર્ભનું સંપૂર્ણ રીતે પોષણ થાય છે. ગર્ભ નિરોગી રહે છે. ગર્ભ હૃષ્ટપુષ્ટ અને બળદાર બને છે અને ગર્ભ શ્રવવા કે ગળવાનો ભય રહેતો જ નથી છતાં અમૂલ્ય દવાની—**ડબ્બી ૧ નું—મુલ્ય રૂ. ૧-૪-૦**

## ગર્ભધારિણીગુટિકા.

જે સ્ત્રીઓ ગર્ભાશયના બિગાડની વ્યથાથી તથા અશક્તિ કે અન્ય દોષોના લીધે ગર્ભ ન રહેતો હોય તો ગર્ભ રહેવા માટે આ ગોળી કલ્પવૃક્ષ જેવી મનોવાંછિત ફળ આપનારી છે. માટે જે વાઝિયાંપણાના ભયથી રાત દિવસ અશાંત રહેતાં હોય તેવાં કુટુંબોની સ્ત્રીઓએ આ મહાત્માની શુભાશીષ રૂપ ગોળીઓનો ઉપયોગ કરી

સંસાર સફળ થવા રૂપ પુત્રનું મ્હોં જોવા આતુર રહેવું. **દવાની ડબ્બી ૧ ની કીંમત રૂ. ૨-૦-૦**

## નાગાર્જુન ચૂર્ણ. (વત્સનાભ ચૂર્ણ.)

આ ચૂર્ણના સેવનથી જઠરાગ્નિ સંબંધીની તમામ ક્રિયાદોષોનો અંત આવે છે. જઠરાગ્નિ જોઇએ તેવી તેજ થઇ પાચનક્રિયાને મર્યાદામાં રાખે છે. ભૂખ લગાડે છે, ખોરાક પચાવે છે, પેટના વાયુને નિયમમાં રાખે છે દસ્ત સાફ લાવે છે, આફરો-બદહજમી-ચૂક-શૂળ-ગોળો-ફુલ્ટી-ઍાળ ચક્કર અને બેચેનીને દૂર કરે છે. તેમજ ધાતુઓને બળ આપી મજબુત બનાવે છે. આવું અત્યંત સ્વાદિષ્ટ છતાં **કીંમત ફક્ત ડબ્બી ૧ નો રૂ. ૧-૦-૦ છે.**

## અગ્નિકુમાર રસ.

અરૂચિને મટાડી ખોરાક પર પ્રેમ પેદા કરાવવામાં તથા ખોરાકને હજમ કરવામાં આ દવા ઘણીજ ઉમદા ગુણદાયક છે. અને અજીર્ણ સંબંધી- કોલેરા વગેરે દર્દોને દફે કરી વાયુ, શૂળ-આદિને મટાડી જઠરાગ્નિને દીપાવે છે. **ડબ્બી ૧ ની કીંમત રૂ. ૧-૦-૦.**

## વદનચંદ્રોદય.

નામ પ્રમાણે ગુણ ધરાવનારી વદનચંદ્રોદય નામની અમારા શોધની દવા મ્હોં ઉપરના જવાનીના ખીલ દૂર કરી જે ચ્હેરાને બગાડી બદસૂરત બનાવી દે છે તે ખીલોનો, તથા હાથ પગમાં પડતા ચીરા, હોઠ ગાલનું ફાટવું, તેમજ શરીરના કોઇ પણ ભાગનું ખરસટ થવું, શરીર તથા મ્હોં ઉપરની કાળાશ અને લૂખાસ ફક્ત એ ખધું ટુંક વખતમાંજ બંધ પાડી ચકચકિત પુનેમચાંદનીની પેઠે મ્હોંની રોશની ખિલાવી કાંતિને વધારે છે. ચામડીને સુવાળી મુખમલ જેવી બનાવી દે છે-

મ્હોં પર થતા ખીલો–થએલા ખીલો અને થવાના ખીલો એ બ-
ધાને અટકાવી સુંદરતા સાથ ચંદ્રોદય સમાનવદનને દીપાવે છે યાની
ચ્હેરાને–હાથ પગને–હોઠને–ગાલને ગુલાબી રંગનાં કરી મહા આનંદ
આપે છે. તેમજ પોતામાં રહેલી ઉત્તમ સુગંધીની લહેજત સાથ
ફાયદા રજુ કરે છે. છતાં ડબ્બી ૧ નો રૂ. ૧–૦–૦ જ છે.

## શ્વેત–ધોળા કોઢના ડાઘની અકશીર દવા.

ધોળા કોઢના ડાઘ દેખતાંજ વર કન્યાને અને કન્યા વરને પ-
પસંદ કરતી નથી અને જ્યારે એક બીજાને પસંદ કરતાં નથી ત્યારે
કુંવારાં રહેતાં મા બાપનાં હૃદય વગર અગ્નિએ ધીખ્યાંજ રહ્યા કરે
છે; તે અગ્નિ ઓલવી હૃદયને શાંતિ આપવા અમારી દવા વાપરવી
કે જેથી ધોળા કોઢના દાઘ મટી અસલના જેવોજ ચામડીનો રંગ
થાય છે અને આમ થતાં વર કન્યાને અને કન્યા વરને આનંદથી
ચ્હાય છે. આવું પરમેશ્વરના પિત્રાઇ જેવું કામ કરવા છતાં ડબ્બા
૧ ના ફક્ત રૂ. ૧૦–૦–૦ લેવામાં આવે છે.

## આંચકીની અકસીર દવા.

બચ્ચાંઓને આંચકી અને મ્હોટાંઓને તાણ આવતી હોય તે
માટે આ દવા અજબ ગુણ વાળી છે. ફક્ત સેવન કરવાની સાથેજ
પોતાનો અમલ બજાવી આંચકીને શમાવી દે છે. કીંમત ડબ્બી ૧
નો રૂ ૧–૮–૦

## હેડકીની રામબાણ દવા

હેડકી આડે વાત પણ ન થઇ શકતી હોય કે ખાવા પીવા
વગેરેમાં જરા પણ ચેન ન પડવા દેતી હોય તેવી હેડકી આ દવાથી
એક દમ બંધ પડે છે, અને ઉલ્લાસ જડે છે. કીમત ડબ્બી ૧ નો
રૂ. ૧–૦–૦

## તન્દુરસ્તી બક્ષનાર તેલ.

આ તેલમાં એ ઉત્તમ ગુણ છે કે દર્દો મટાડે છે અને માથાના વાળ વધારી કાળા બનાવી મજબૂત મૂળ વાળા લચ્છાદાર બનાવે છે. માથામાં નાખવાથી ખોડો, જુ, લીખ, ઉંદરી, માથાની પીડા અકાળે આવતાં પળીઆં, મગજનો તપારો, જ્ઞાનતંતુઓની નબળાઇ, આંખોની ગરમી, ઝાંખ, નજળો, ઝામર વગેરે મટાડે છે. સ્ત્રીઓને માથામાં નાખવાથી ઠંડક આપે છે, બળ આપે છે, કાંતિ વધારે છે, અને સાંધાઓમાંથી કચડાટ થતો બંધ પાડે છે. તે સાથે તેમાં રહેલી મીઠી ખુસબૂ મનને મગજને આનંદ આપી આસ પાસના નિવાસવાળાઓને મજા બક્ષે છે. માટે હાલમાં હેર ઓઇલના નામથી વપરાતા હેર ઓઇલો ન વાપરતાં આ ઉંમદા તેલજ વાપરો. **શીશી ૧ ની કીમત રૂ. ૧–૦–૦**

## વિષુચિકાનાશકગુટિકા

( કોલેરા–હૈજા–કોગળીઆની ચમત્કારિક દવા. )

કોલેરા એ નઠારો, જીવલેણ રોગ છે એ સર્વની જાણમાં છે અને એનાથી અમૂલ્ય જીવનો જોત જોતામાં નાશ થાય છે. માટે આ મ્હોટી કાળોતરી રૂપ રોગને નાબુદ કરવાં તાકીદે ધ્યાન દેવાની જરૂર છે અને તેથીજ અમો ખાસ ભલામણ કરીએ છિયે કે આ અમારી ગોળીઓ કોલેરાનાં ચિન્હો જણાતાંની સાથેજ રોગીને ખાવા આપવી શરૂ કરાય તો બેશક તુરત તે દર્દી સાજો થાય છે. હાથ પગના ગોટલા બંધ પડે છે, ઉલટી ઝાડો બિન તકલીફે બંધ થાય છે અને બેચેની રોકાતાં શરીરમાં જાગૃતી આવે છે, તથા પાણીની આતસ મટી શાંતિ સાથ શક્તિ મળે છે. છતાં અમૂલ્ય દવાનું મૂલ્ય. **ગોળી ૨૪ નો રૂ. ૧–૦–૦**

## કોલેરારિપુ-મરણઘાતમુક્તાંબુ

**( આ દવા વાપરતાં છતાં કોલેરાનો રોગ લાગુ પડયો એવું પુરવાર કરી આપનારને રૂ. ૫૧-૦-૦ ઇનામ. )**

કોલેરા ( કોગળિયા)ના વખતમાં આ દવા વાપરવાથી તે રોગ લાગુ થવાજ પામતો નથી; માટે કોલેરાના ફેલાવાની જગામાં જનાર આવનાર રહેનારને આ દવા અમૃત સમાન હોવાથી રોજ ઉપયોગમાં લેવી જેથી, કોલેરા, અજીર્ણ, આફરો, ચૂક, બરોલ, ગુલ્મ, કૃમી વગેરે દર્દો નજીક આવવાંજ પામતાં નથી. **શીશી ૧ ની કીમત રૂ. ૧-૦-૦**

## પ્લેગનાશકગુટિ.

પ્લેગથી બચવાને માટે આ ગોળીઓ સર્વોત્તમ હોવાથી રોગી નિરોગી બેઉને વાપરવા લાયક છે; કેમકે—પ્લેગની ચાલતી ખરાબ હવા વખતે જો નિરોગી માણસ આ ગોળીઓ ખાય તો તેને તે રોગની ખરાબ હવા લાગુજ પડતી નથી અને તે રોગ વાળો ખાય તો તેને તે દર્દથી મુક્ત કરી એકદમ આરામ આપે છે. માટેજ પ્લેગની ઝપટમાંથી બચવું હોય તેમણે આ ગોળીઓ અવશ્ય વાપરવી. **ડબ્બી ૧ કી. રૂ. ૧-૦-૦.**

## કામણગારૂં કાજળ.

આ કાજળ-મેંશ-આંજણ સ્ત્રી પુરૂષ અને બાળકોને ખાસ વાપરવા લાયકજ છે; કેમકે એમાં એક પંથ ને દો કાજ સમાયલ છે એટલે કે, સ્ત્રી તથા બાળકોની આંખ્યોનો શૃંગાર છે અને તે સાથે આંખને સ્વચ્છ તેજસ્વી બનાવી આંખ્યોની બળતર, કળતર,ચળ, પિયા, છારી, પડળ, ઝાંઝવાંનું વળવું, પરવાળાં ( આંખ્યોમાં ઉગતા વાળ ), લાલાશ, પાણીનું ગરવું, ઝાંખ, અને દૃષ્ટિમંદતા વગેરે, તેમજ માથામાં થતી પીડા,ઝામર,ખીલ,અને રોશનીની તંગાશ એ બધું મટાડી દે છે.

માટે રસોયા, ધુમાડામાં રહેનાર, ઘણું રોનાર, શોક કરનાર, લખ નાર, બારીક કામ કરનાર, સીવનાર, જડનાર, ઘડનાર, કોતરકામ કરનાર, વગેરેને ઘણુંજ ઉપયોગી છે. ડબ્બી ૧ નિ કીંમત રૂ. ૦-૪-૦

## વિરેચનવટી નં. ૧ લો-ઘોડાચોળી.

આ જુલાબ બીજા જુલાબોની પેઠે પેટમાં અંબળાટ કરતો નથી. તેમજ વાયુ કર્યા વગર પેટનાં દર્દો, ખસ, ખુજલી, વિસ્ફોટક અને રક્તવિકાર આદિને દૂર કરે છે. કીંમત ૧૧૦ ગોળીની ડબ્બી ૧ નો રૂ. ૧-૦-૦.

## નં. ૨ જો-ઇચ્છાભેદી જુલાબ.

આ જુલાબ એટલો બધો ચમત્કારી છે કે પોતાની મરજીમાં આવે તેટલાજ રેચ લાગે છે. દવા સ્વાદિષ્ટ છતાં ઘણાં દર્દોને દૂર કરે છે. પડીકાં ૨૦ ની ડબ્બી ૧ ની કીમત રૂ. ૧-૦-૦

## નં. ૩ જો-અભયાદિમોદક.

આ જુલાબની ૧ ગોળી ટાઢા પાણી સાથે ખાવાથી જુલાબ લાગે છે. અને ઉનું પાણી પીવાથી જુલાબ બંધ થાય છે. તથા જલંદર, ભગંદર, કઠોદર, વિસ્ફોટક વગેરે ભયંકર દર્દોનો નાશ કરે છે. ગોળી ૨૦ ની ડબી ૧ નો રૂ. ૧-૦-૦

## કર્ણ તૈલ.

આ તેલ કાનમાં નાખવાથી કાનમાંથી આવતું લોહી પરૂ, ચસકા, પાક, ગણગણાટ, બહેરાશ, બદબુ વગેરે તમામ દર્દોનો નાશ કરે છે. શીશી ૧ ની કીમત રૂ. ૧-૦-૦

## વાળાની અકસીર દવા (સ્નાયુશત્રુ.)

વાળાનું દર્દ મહા પીડા કરનાર છે છતાં તેની ઉપર આ દવા

રામબાણ જેવી–પીડાનો અંત કરનાર છે. દવા ખાધાથી વાળો મટી જઈ–પીગળી જઈ કે નીકળી જઈ તુરત દરદ બંધ થતાં શાંતિ મળે છે. **પડીકાં ૩૦ ની ડબ્બી ૧ ની કીમત રૂ. ૧–૦–૦.**

## સુતિકાકવાથ.

સુવાવડમાં જોઇએ તેવી માવજત ન રહેવાથી અગર પ્રસવકાળથી ૭ માસ લગી સ્ત્રી ખાનપાન વિહાર આદિમાં નિયમ વિરૂદ્ધતા રાખે તેથી સુવારોગ લાગુ થાય છે ને સુવારોગ પણ મરણને શરણ કરનાર રોગ છે. છતાં આ કવાથનું સેવન કરવામાં આવે તો શરીરમાંનો તમામ બિગાડ નીકળી જઈ કંચન જેવું શરીર થાય છે. તેમજ ધાવણ ખરાબ હોય અગર કોઠે રતવા હોય, વાયુવાળો કોઠો હોય, અને છોકરાને વરાધ થતી હોય કે ગડગુંબડ નીકળી છોકરાં મરી જતાં હોય તો તે સર્વ બંધ પાડી આનંદ આપે છે, અને ટુંકામાં કહિયે તો સુવારોગ સંબંધી સઘળી પીડા અને રક્તવિકાર આદિનો ભય એ સર્વ મટાડી દે છે. ભૂખ લગાડી–ખોરાક પચાવી–દસ્ત સાફ લાવી મનને મોજમાં રાખે છે. **છતાં પડીકાં ૮ ના પડીકાનો રૂ. ૧)**

## રક્તપ્રદર–લોહીવા.

લાલ પ્રદરને લોહીવા અને ધોળા પ્રદરને સોમરોગ અગર ધોળી ધાતનું જવું એમ માને છે, અને એથી સ્ત્રી કમકૌવત બની નબળી પડી જાય છે, તથા જેના લીધે ગર્ભ ધરવામાં પણ વખતે અડચણ આવે છે; પરંતુ અમારે ત્યાં રક્તપ્રદરની દવા છે તેના સેવનથી રક્તપ્રદર અને સ્વેતપ્રદરની દવા છે તેથી સ્વેતપ્રદર તાબડતોબ મટે છે અને શરીર મજબુત બની સ્ત્રી ગર્ભ ધરવા લાયક બને છે. **રક્તપ્રદરનાશકચૂર્ણની ડબ્બી ૧ ની કીમત–૨–૪–૦ અને શ્વેતપ્રદરનાશકની ડબ્બી ૧ ની કીંમત ૨–૪–૦**

## યોનિશોધકવટી.

આ ગોળીઓ વાપરવાથી સ્ત્રીઓના યોનીસંબંધી તમામ રોગો મટે છે એટલે કે યોની અંદરની ચળ, ધાતુનું જવું, સોજો, દુર્ગંધ, ગરમી, ગર્ભાશયને હાનીકરતા વિકાર વગેરે વગેરે મટે છે. યોની સંકોચાય છે કીમત ગોળી ૨૪ ની ડબ્બી ૧ નો રૂ, ૧-૦-૦.

## ખરજવાની રામબાણ દવા.

જુનું અગર નવું ખરજવું ગમે તેટલું ફેલાયલું છતાં અમારી દવાના ઉપયોગથી તુરત નાશ પામે છે. ડબ્બી ૧ની કીમત રૂ ૧-૦-૦.

## બાળહિત ગુટિકા.

બાળકને ચોથે આઠમે કે પખવાડિયે આ ગોળી આપવામાં આવતાં વરાધ વાવળી ભાર ખાંસી વગેરે તમામ બાળક સંબંધી રોગોમાં તુરતા તુરત છ કલાકમાં ફાયદો આપી આરામ કરે છે. દીર્ઘાયુષ્ય આપે છે, અને બાળક નિરોગી રહેતાં રૂપાળું થાય છે. ગોળી ૭૪ ની ડબ્બી ૧ નો રૂ, ૧-૦-૦.

## શિશુપુષ્ટિકારકચુર્ણ,

આ દવા બાળકને સાજું તાજું-હષ્ટપુષ્ટ રાખવામાં પહેલે નંબરે છે; કેમકે દર્દને થવાંજ દેતું નથી, થયેલા દદનો નાશ કરે છે અને લોહી વધારી સુધારી પાચન-ક્રિયા તેજ કરી શક્તિ આપે છે. બાળકો ઉછેરવા માટે આ દવા અતિ ઉત્તમ છે. ડબ્બી ૧ ની કીમત રૂ. ૦-૮-૦

## દાદર-હરાજનો મલમ.

જુની કે નવી ગમે તેવી અને ઊંડાં મૂળ ઘાલી બેઠેલી રાતી કાળી દાદર અને સૂકું ખરજવું એ ત્રણેનો આ મલમ તુરત નાશ કરે છે એટલુંજ નહીં પણ બળત્રા અને કંટાળા વગર ત્રણ દિવસમાંજ આરામ આપે છે. ડબ્બી ૧ ની કીમત રૂ. ૦-૪-૦.

## દંતમંજન.

આજ સુધીમાં સેંકડો જાતનાં દંતમંજનો બહાર પડયાં છે અને તેની વપરાસ થઇ છે; પરંતુ તે બધાં કરતાં આ દંતમંજનમાં એ ગુણો વિશેષ છે કે તેનો ઉપયોગ કરવાથી દાંતનાં પેઢાન ાં ગળાનાં તેમજ આખા મોંમાનાં દર્દોનો જડમૂળમાંથી નાશ કરી દાંતને સાફ ખેરી વગરના મજબૂત મોગરાની કળી જેવા બનાવે છે અને વૃદ્ધાવસ્થા પહોંચ્યાં છતાં પણ ટકી રહી ખોરાકના કામમાં પોતે સારી રીતે ચાવીશકે તેવા દઢ રાખે છે. મતલબ કે દાંતનાં પેઢાને ઢીલાંપડવા દેતુંજ નથી અને ઢીલાં પડયાં હોય તેને મજબૂત કરી દેછે. દાંત કે દાંતનાં પેઢાંમાંથી નિકળતું લોહી, આવેલું મ્હોં ગળતીલાળ, પડેલાં છાંલાં અને મ્હોંમાંથી નિકળતી બદબુ વગેરે સઘળું બંધ પાડે છે. માટેજ દરેક જનને ખાસ વાપરવા લાયક છે. કેમકે દાંતની મજબુતી એજ જીવનની મજબુતી છે. દાંત બગડયા કે પડયા એટલે કાયાગઢ ભેળાવાની તૈયારીજ સમજવી. માટે જેમ બને તેમ દાંતોને મજબુત રાખવા એજ ખરા આનંદનું મૂળકારણ છે અને તે કારણ આ મંજનથી પૂર્ણ રીતે પાર પડે છે. છતાં રૂ. ૦-૪-૦ ની એક ડબ્બી મળે છે.

## વજ્રદંતીમંજન.

દાંતતા પેઢામાં થતું કળતર, પેઢાનું ઢીલાપણું, દાંતોનો સડો, ખેરી તથા પીળાશ, પેઢાનો સોજો, મ્હોંમાની ચાંદીઓ, પેઢામાંથી પડતું લોહી અને નીકળતો ખરાબ વાસ એ સર્વે ઉપયોગ કરવાની સાથેજ ચમત્કારી ઝડપથી આરામ મળે છે, દુઃખ દૂર ટળે છે અને ખોરાક ચાવવા સંબંધીના મનોરથ ફળે છે. તોલા ૩ ની ડબ્બી ૧ ની કીમત રૂ. ૧-૦-૦.

## શિરિશાજ ચૂર્ણ.

( મ્હોંપાક મટવાની સર્વોત્તમ સચ્ચોટ દવા. )

ગરમચીજ ખાવાથી કે કોઇપણ પ્રકારથી મ્હોં આવી ગયું હોય તો તથા મ્હોંની અંદર ચાંદીઓ પડી ગઇ હોય, જીભસૂજી આવી હોય, લાળગળયાથી બોલાતું પણન હોય, ખોરાક ખાવામાં મહામુશીબત નડતી હોય, મ્હોંમાંથી લોહી પડતું હોય, ગળાનો કાકડો સૂજી કે ટાંકીદાર થયો હોય, ગળાની અંદર સોજો આવ્યો હોય અને રાત દિવસ કંટાળા વગર ચેનની તો દિશાજ ન જણાતી હોય તેવા ઉજાગરા, ભૂખ, દુઃખ, બેચેનીવાળા દર્દીને આનંદ મળવા માટે આ ચૂર્ણ પરમાત્માની ઉંડી લાગણી ભર્યા આર્શિર્વાદ રૂપ છે. કેમકે તુરતાતુરત અસર કરે છે, **કીમત ડબ્બી ૧ ની રૂ. ૧-૦-૦**

## મુસ્તાદિ ગુટિકા.

આ ગુટિકા મ્હોંમાં રાખી સુઇ જવાથી હાલતા દાંતો મજબૂત થાય છે, એમાં જરા સંદેહ નથી. **કીમત ડબ્બી ૧ નો રૂ. ૧-૦-૦**

## વરાધની દવા.

બાળકોને વરાધનો રોગ ઘણોજ ભયંકર હોવાથી માઠાં પરિણામ લાવે છે. તે વરાધ-સસણી-બાળામો-નનામો રોગ, તથા વાવળી કે જેમાં બાળક લીલું તથા ફૂચાપાણી જેવું હગે છે તે તથા બાળક સુકાતું જાય છે તે રોગ અને હાંફણ એ સર્વે રોગ ફક્ત ત્રણજ દિવસમાં આ દવાથી મટી જાય છે અને ખરાબ પરિણામ અટકી આનંદ હાજર થાય છે. **ગોળી ૩૨ ની ડબ્બી કીંમત રૂ. ૧-૦-૦**

## ઝામરથી અકસીર દવા.

આ દવાથી માથામાં ઝામરને લીધે ન સહેવાય તેવા આવતા સણકા તથા તેને લગતી તમામ પીડા દૂર થાય છે એટલુંજ નહિ પણ તે પીડા ફરીને કદી થતીજ નથી. **કીમત ડબ્બી ૧ની રૂ. ૧)**

## ગિરિરાજ રસ ગુટિકા.

આ ગોળી પુરૂષ અને સ્ત્રીનાં છુપા ભાગમાં યોનીમાં ગમે તે કારણુથી અને ગમે તે પ્રકારની થતી બળત્રાને એકદમ બંધ પાડે છે અને અપૂર્વ ઠંડક આપવા સાથ જીવને બડો આનંદ બક્ષે છે. ગોળી ૧૨ ની ડબી ૧ની કીમત ૧–૮–૦

## રક્તવાતરિપુ.

આ દવાથી બાળકને થતો જીવલેણુ રોગ કે જેને રતવાના નામથી ઓળખવામાં આવે છે તે રોગ ગર્ભાશયના વિકારનો હોવા છતાં પણુ આ દવાથી તે સંબંધી સઘળી પીડા મટી જાય છે એટલે કે રતવાનો કોઠો હોવાથી સ્ત્રીને વારંવાર કસુવાવડ થતી હોય અગર બચ્ચાં જન્મ્યા બાદ તેના લીધે ન જીવતાં હોય કે ચાંદાં ચાઠાં નીકળી સુકાઇને મરી જતું હોય તે બીમારીવાળી બાઇઓને આ દવા અવશ્ય પ્રથમથીજ ખાવી જોઇએ છે; કેમકે આ દવા ખાધા પછી એ ભયંકર પરિણામ થવા પામતુંજ નથી. એટલુંજ નહી પણુ પોતે નિરોગી બની બચ્ચું પણ નિરોગી બનતાં સંસારનો લ્હાવ લઇ જીવન સફળ કરવાનો સમય સ્વાધીન થાય છે. કીમત ડબ્બી ૧ નો રૂ. ૧ા.

## યોગરાજ ગુગળ.

૮૦ જાતના વાયુ રોગ તથા અર્શ, સંગ્રહણી, બરલ, ગોળો, પેટનાં દર્દો, આફરો, અગ્નિમંદતા, ખાંસી, જ્વર, અરૂચિ, પ્રમેહ, નાભિનું શૂળ, કૃમી, ક્ષય, છાતીની મુંઝવણુ, આમવાત, મૃગી, કોઢ, વ્રણુ–દુષ્ટવ્રણુ, વીર્ય દોષ, સ્ત્રીના રજદોષ ( અટકાવ સંબંધી–ગર્ભ સંબંધી વગેરે નડતર ). ઉદાવર્ત અને ભગંદર એ સર્વે રોગો આ ગોળિયોના સેવનથી નાશ થાય છે. કીંમત ગોળી ૨૪ ની ડબ્બી ૧ ની રૂ. ૧–૦–૦

## મૃગનાભ્યાદિ અવલેહ.

ગાવાના શોખીન સજ્જનોને માટે તો આ દવા એક સાચા મિત્રના સમાન સહાય કરનાર છે; કેમકે ગળામાં ખરેરી-કફ-સ્વરભંગ વગેરેને લીધે અડચણ રહેતી હોય તે આ દવાથી દૂર થઇ ગળું સાફ રહી સુંદર અવાજ વાળું બને છે, અને હમેશાને માટે કંઠ મીઠો ખટકદાર અને મનહર થાય છે. દવા સ્વાદિષ્ટ ખુશબોદાર સાથ સર્વોત્તમ ફાયદાકારક છે, છતાં પી એક ડબ્બીના રૂ. ૨—૪—૦

## ઉલટી બંધ કરવાની દવા.

ગમે તે પ્રકારને લીધે ગમે તે જાતની ઉલટી થતી હોય તે આ દવાથી બંધ થાય છે. કીમત ડબ્બી ૧ નો રૂ૧-૦-૦

## નાકના છોડ માટે અકસીર દવા

નાકમાં છોડ પડવાને લીધે થતી પીડાથી શ્વાસનું રૂંધાવું અને કંટાળો ઘણોજ થયાં કરે છે તે દૂર થવા આ દવા સુંઘવાથી તુરત ફાયદો નજર આવે છે. કીમત ડબ્બી ૧ ની રૂ ૧—૦—૦

## આધા શીશીની દવા.

અરધું માથું દુખવું એ પણ ઘણીજ પીડા અને બેહદ કંટાળો આપનાર રોગ છે અને તેમાં પણ ઝાટકા આવ્યાં કરે છે એથી બિલકુલ ચેન પડતું નથી. તેમજ આ દર્દ વધારે વખત ચાલુ રહેવાથી કે ઉપાય ન કરવાથી મગજમાં શૂન્યતા, આંખ્યો તથા કાનમાં નુકશાન થવા સંભવ છે; પરંતુ તેમ થવા છતાં પણ જો અમારી બનાવટની દવાનો ઉપયોગ કરવામાં આવે તો ટુંક મુદતમાં તે બધી અડચણ બંધ પડી આધાશીશીનો રોગ નિર્મૂળ થાય છે. કીમત ડબી ૧ નો રૂ ૧-૮-૦

**કેસરાદિગુટિકા**—ચાંદી અને વિસ્ફોટક વગેરેને મટાડે છે. કી. ડબી ૧ ની રૂ ૧-૦-૦

હિરણ્ય ગર્ભ રસ સોગઠી—શ્વાસ તથા વાયુને દૂર કરેછે. ડબ્બી ૧ ની કીમત રૂ ૧૦-૦-૦

છત્રાસ્વાકુફુલા—આતસ તરશ ને ઉલ્ટીનો નાશ કરે છે કીમત ડબ્બી ૧ ની રૂ ૧-૦-૦

પ્લીહક્ષાર—બરલને મટાડવામાં આ દવા ઘણીજ અકસીર છે. કી બા. ૧ ના રૂ ૨-૪-૦

આનંદભૈરવ રસ—ઉધરસ સંગ્રહણી, અપચો, ક્ષય, સન્નિપાત, મૃગી, દમ, અરૂચિ અને અજીર્ણને લગતાં દર્દો માટે આ ગોળી અકસીર છે કી ડબ્બી ૧ નો રૂ ૧-૦-૦

શંખદ્રાવ—બરોલ, જલોદર, કરમ, ચુંક, વાયુ, આફરો, હેડકી વગેરેને ઘણીજ ઝડપથી મટાડે છે. શીશી ૧ ની કીમત રૂ ૧-૦-૦

મીશ્રીરત્ન ચુર્ણ—પાકેલા કફનો નાશ કરવામાં ઘણુંજ સારૂં છે કી. રૂ ૧-૦-૦

વિંછીની દવા—ડંખ ઉપર મસળવાથી ઘણીજ તાકીદે વીંછી ઉતરી જાય છે. શીશી ૧ ની કીમત રૂ. ૧-૦-૦

ભસ્મેશ્વર રસ—ત્રિદોષ-સંનિપાત અને મુંઝારા પર રામબાણ છે. કી ડબ્બી ૧ નો રૂ. ૧-૦-૦.

માલતીફુલાદિ ચુર્ણ—સંગ્રહણી, દસ્ત, ખાંસી, ક્ષય, દમ અને અરૂચિને મટાડે છે. ડબી ૧ ની કીમત રૂ. ૧-૪-૦

હિંગાષ્ટક ચુર્ણ—જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે, અન્ન પચે છે, પેટમાની ચુંક, આફરો, વાયુ તથા વારંવાર આવતા ઓડકાર, પવન બંધતા, કબજીયત અને મૉળ વગેરેનો નાશ થાય છે. કીમત ડબી ૧ ની રૂ. ૦-૮-૦

**લોમનાશક ચુર્ણ**—છુપી જગોના વાળ કિંવા ગમે તે જગોના વાળ કહાડવામાં ફક્ત બે મીનીટજ લગાડે છે. તેમજ કશી ઇજા કરતી નથી, ચામડી સુંવાળી અસલ રંગની રહેતાં ઠંડક સાથ કંટાળો દૂર કરે છે. **કીમત ડબી ૧ ના રૂ. ૫-૦-૦**

## સંધિવાની અકસીર દવા.

શરીરના સાંધાઓ ઝલાઇ જવાથી અત્યંત પીડા-મુંઝવણુ થતાં છતાં પણુ આ દવાના ઉપયોગથી ફકત ત્રણુ દિવસમાંજ ખાટલાને શરણુ થયેલાને આરામ આપે છે. **ડબી ૧ ની કીંમત રૂ. ૧-૦-૦**

## સંધિવાતવિનાશક તેલ

આ તેલના માલેસથી શરીરના પકડાયલા સાંધા તથા કેડનો સખ્ત દુખાવો ઘણીજ તાકીદથી મટે છે. **શીશી ૧ ની કીંમત રૂ ૧-૦-૦**

## આંબળની દવા.

નિર્બલ શરીર થવાથી ગુદામાંથી આંગળ નીકળવાનો સખત કંટાળા ભર્યો રોગ હાજરી આપે છે. મરડામાંથી પણુ આ રોગ થાય છે, છતાં અમારી બનાવટની દવા સેવવાથી શરીરમાં બળ આપ્યા સાથ આંગળ નિકળતું બંધ થાય છે. **કીમત ડબી ૧ નો રૂ ૧ )**

## કાળા સાપ અને અફીણુના ઝેરની અકસીર દવા.

સાપનું અને અફીણુનું ઝેર પરગમ્યા છતાં પણુ જો અમારી આ દવાનું શરણુ લે છે તો તે રામશરણુ ન થતાં દુનિયાની હવા લેવા ભાગ્યશાળી થાય છે. માણુસ કે જાનવર, ઉપરનાં બેઉ ઝેર માટે આ દવા સેવન કર્યા પછી તે ઝેરના લીધે મરતાંજ નથી. આ દવાની પરીક્ષા એ છે કે અફીણુના કસુંબામાં મંકોડાંને નાખવાથી તરફડી તુરત બેભાન થઇ જાય છે છતાં તેને કસુંબાથી બહાર કહાડી કપડા

પર નાખી જરા વાર પછી હથેળીમાં લઇ આ દવાની ભૂકી તેની ઉ-
પર નાખવી જેથી પાંચ મીનીટમાંજ તે જીવતો થઇ રસ્તો કાપવા
માંડે **છે. ડબ્બી ૧ ની કીમત ફક્ત રૂ. ૧-૧૨-૦ છે.**

**માત્રાઓ ભસ્મો અને રસો**—પૂર્ણચંદ્રોદયરસ તોલા ૧ ની કી. રૂ. ૩૦-૦-૦ **સુવર્ણવસંતમાલતી**—તો. ૧ ની કીમત રૂ. ૧૦-૦-૦, **લઘુમાલતીવસંત** તો. ૧ ની કીમત રૂ. ૨-૮-૦. **ચાંદીભસ્મ** તો. ૧ ની કી. રૂ. ૨-૮-૦. **અભ્રકભસ્મ ૧૦૦ પુટી** તો. ૧ ની કીમત રૂ. ૧૦-૦-૦ પાંચસો પુટી અભ્રકની રૂ. ૨૦-૦-૦. હજાર પુટીની રૂ. ૩૦-૦-૦ **લોહભસ્મ** સો પુટી તોલા ૧ ની કીમત રૂ. ૩-૦-૦. પાંચસો પુટીની રૂ. ૫-૦-૦ અને હજાર પુટી લોહભસ્મની. રૂ. ૮-૦-૦. **પોલાદ ભસ્મ** તોલા ૧ ની કીમત રૂ. ૫-૮-૦. પરવાળાંની ડાખળી-ભસ્મ તો. ૧ ની રૂ. ૧-૦-૦, **સાબરસીંગ ભસ્મ** તો. ૧ ની કી. ૦-૧૨-૦ **બંગભસ્મ** તોલા ૧ ની કી. રૂ. ૨-૮-૦ **ત્રિબંગ ભસ્મ** તોલા ૧ કીમત રૂ. ૪-૮-૦, **રસસિંદુર** તોલા ૧ ની કીમત રૂ. ૩-૮-૦ અને **પ્રવાળભસ્મ** તો. ૧ ની કી, રૂ. ૩-૦-૦ લેવામાં આવે છે.

આ શિવાય દરેક જાતની ભસ્મો, માત્રાઓ અને રસ, પાક અવલેહ, ચૂર્ણ, ગુટિકા, તેલ, ઘૃત, ક્વાથ, આસવ, અરિષ્ટ વગેરે વગેરે તથા તમામ જાતનાં દર્દોની દવાઓ અમારા ઔષધાલય (દવા-ખાના) માં વ્યાજબી કીમતથી મળે **છે.**

**દવા મળવાનું ઠેકાણું** } **જાફરભાઇ જીવણભાઇ વૈદ્ય.**
**ધોળકા—ગુજરાત.** } માલિક "આરોગ્યવર્ધક ઔષધાલય."

# અમારા ઔષધાલયના નિયમો.

જેઓ સાહેબો અમારા દવાખાનામાંથી ગ્રાહક થઇને અગર એજંટ થઇને દવા ખરીદશે કે વેચશે, વેચાવશે તેઓ સાહેબોને આ પ્રમાણે કમીશન આપવામાં આવશે –એટલે કે—

વી. પી. કે ડિપોઝિટ ( અનામત રકમ ) થીજ દવા મોકલવામાં આવે છે. તેમાં ૨૦ ટકા પ્રમાણે કમીશન આપવામાં આવે છે. ટપાલનું ખર્ચ અમો સામટી દવા ખરીદનારનેજ મજરે આપીશું.

તેમજ જે પંચૂરણ દવા ખપાવશે કે ખરીદશે તેને રૂપિયે બે આના મુજબ કમીશન આપીશું

જો એકજ જાતની સામટી ત્રણ ડબ્બીઓ મંગાવશે તો તે જાતની અરધી ડબ્બી અગર તેટલીજ કીમતની બીજી દવા મોકલવામાં આવશે. પરંતુ તે ડબ્બી એક એક રૂપિયાથી ઓછી કીમતની ન હોવી જોઇયે.

જો એક જાતની સામટી પાંચ ડબ્બીઓ મંગાવશે તેને છ ડબ્બીઓ તથા દશ ડબ્બીઓ સામટી મંગાવશે તેને બાર, ડબ્બીઓ મોકલવામાં આવશે.

ચોવીશ રૂપિયાની સામટી દવા ખરીદનારને–મંગાવનારને ત્રીશ રૂપિયાની, પચાસ રૂપિયાની સામટી ખરીદનારને પાંસઠ રૂપિયાની અને પંચ્યોતર રૂપિયાની એકદમ ખરીદનારને સો રૂપિયાની દવા મોકલવામાં આવશે.

ચોવીશ રૂપિયાથી વધારે કીમતની દવા મંગાવનાર સાહેબોએ પાંચ રૂપિયા પહેલેથીજ મોકલી દેવા.

નાટપેડ કાગળ મોકલવો નહી. કાગળમાં પોતાનું પૂરૂં શિરનામું ગામ ઠેકાણું અને પોષ્ટ જિલ્લા તાલુકા રેલવેસ્ટેશન વગેરે સાથે ચોખા અક્ષરે લખવું.